ૐ

શ્રીવિશ્વવંદ્યસ્મરણમાલિકા-દ્વિતીય મણિ

# पुष्प-लतिका

*

## કેટલીક ટૂંકી વાર્તાઓ

[ શ્રીયુત કૌશિકરામ વિ૦ મહેતાનાં પરિચયવચનસહિત ]

લેખક

ચુનીલાલ જયશંકર ઓઝા

સંવત ૧૯૮૫ ∴ સને ૧૯૨૯

એક રૂપિયો

वार्ता च कौतुककरी विमला च विद्या
लोकोत्तरः परिमलश्च कुरंगनाभेः ॥
तैलस्य बिंदुरिव वारिणि दुर्निवारम्
एतत् त्रयं प्रसरति स्वयमेव भूमौ ॥

# પરિચય-વચન

જીવનવ્યવસાયની વિપુલતા, ચિત્તની ચંચલતા, આનંદનાં સરલ સાધનોવિષે અધિક રુચિ-ઇત્યાદિ કારણોને લીધે સાંપ્રત સમયમાં સર્વત્ર **ટૂંકી વાર્તા**પ્રતિ સમાજનો મોહ વૃદ્ધિ પામતો જોવામાં આવે છે. હજાર વ્યક્તિઓમાંથી, મૂળ રામાયણ અને મહાભારતનો પરિચય ધરાવનાર વ્યક્તિ ગણીગાંઠી જ હોય છે. એ મહાગ્રન્થોનો સંક્ષેપ સર્વને જ્ઞાત હોય છે. વાર્તાઓનાં પુસ્તક પણ જ્યાં થોકબંધ પ્રસિદ્ધ થવા લાગ્યાં ત્યાં તેમની વિપુલતાથી સમાજના મગજને મુંઝવણ થવા લાગી, અને ટુંકી વાર્તાના લેખક તથા ટુંકી વાર્તાના ગ્રાહક એ અન્યોન્યાશ્રિત યુગલનો ઝટ પ્રાદુર્ભાવ થયો. પાંચ કલાક ચાલતાં નાટકોની પદવી આવાં જ કારણોને લઈને દોઢ કલાકમાં ખલાસ થનાર ચલચિત્રોએ ઝડપી લીધી છે.

વિશાલ, ગંભીર, ઉદાત્ત, સંગીન સાહિત્યની દિશામાં લોકાનુરાગનો હ્રાસ થવો એ વ્યતિકર ગમે તેટલો શોચનીય હોય છતાં યુગપલટાના પ્રબલ પાશથી સાહિત્ય બચી શકતું નથી એ નિર્વિવાદ છે. આથી વાર્તાલેખનની નિસર્ગપ્રાપ્ત શક્તિ ધરાવનાર સાહિત્યકારો પણ તે શક્તિના સદુપયોગથી સમાજના ઉપકારક થઈ શકે છે એ સિદ્ધ છે.

આ વાર્તાકલાપના લેખક મારા મિત્ર શ્રીયુત ઓઝાનો પ્રયાસ આ શુભ દિશામાં હોવાથી જનમંડળના આંતરિક આદરને પાત્ર છે. એ સંગ્રહનો પરિચય કરાવનાર પુરોગામિત્વનો યોગ મને પ્રાપ્ત થયો છે. એ પ્રકારનું બંધુકૃત્ય અલ્પ છતાં વિવિધ સ્નેહસંલગ્ન વ્યક્તિઓને સંતોષક થવાનો સંભવ હોવાથી તે કરતાં મને બહુ આનંદ થાય છે.

આ સંગ્રહમાં **બાદશાહની ભીખ** અને **ઉપમન્યુ** એ બે વાર્તાઓ સાક્ષર કાદંબરીકારની આત્મનિર્મિત કૃતિ નથી. પ્રથમ વાર્તાનું મૂલ પ્રસિદ્ધ દંતકથા છે, અને બીજીનું મૂલ પુરાણકથા છે, છતાં પણ એ વાર્તાઓના લાલનમાં લેખકે પોતાની કલાનું થોડું ઘણું પણ ભાન કરાવ્યું નથી એમ નથી. બાકીની સાત વાર્તાઓનું વર્ગીકરણ નીચે પ્રમાણે થઈ શકે છેઃ—

**૧. મારો કાળો કોટ**
**૨. અભિમાનની આગમાં**

આ બંને વાર્તામાં શૃંગારનો પ્રસંગ છે. એ શૃંગાર સ્વકીયાનો છે અને વિશુદ્ધ છે. તદબીરથી ઝેરને અમૃતનો પોશાક પહેરાવી પિરસવામાં આવ્યું નથી. બંને વાર્તામાં માનસ શાસ્ત્રનાં સુંદર અંગોનો સમાવેશ પ્રશસ્ય કલાથી કરવામાં આવ્યો છે. પ્રથમ વાર્તામાં પ્રાણેશ્વરીની કાળાશનું વિરોધી આદિ સ્ફુરણ થતાં કૃષ્ણતાના તિરસ્કરણીય નમુનાઓનું લંગર ખેંચાઇ આવે છે, પરંતુ પ્રાણેશ્વરીના ક્ષણિક વિયોગનો પ્રસંગ પ્રાપ્ત થતાં વિરોધી વિચારપરંપરાના સ્તંભનનો યોગ આવે છે, અને કાળી કોયલનું કમનીય કૂજન વિચારને ઉલટી જ દિશામાં ઘસડી જાય છે. સંતાયલી પ્રિયતમા વિનોદકલ્લોલ કરતી પ્રકટ થાય છે, પ્રિયતમની આંખ મીંચાવે છે, અને તેમના જ ગૌર શરીરઉપર કાળા કોટની વિશિષ્ટ શોભા દર્પણરૂપ મધ્યસ્થદ્વારા સિદ્ધ કરી બતાવે છે. આદિથી અંતપર્યંત વિનોદથી ઉભરાતી યોજના બહુ હૃદયંગમ થઈ પડે એવી છે. **અભિમાનની આગમાં** એ વાર્તામાં વિનોદ ન્યૂન અને ગાંભીર્ય અધિક પ્રમાણમાં જોવામાં આવે છે. નવોઢા

અભિમાનના પાશમાં ખેંચાય છે તો તરંગના અશ્વઉપર આરૂઢ થયલા રસરાજનો વિહાર, **अभिज्ञानशाकुन्तला** ના હરિણની પેરે, બાર આની અંતરિક્ષમાં છે અને માત્ર ચાર આની જેટલો તેને પાર્થિવ તત્ત્વનો સ્પર્શ છે. આ કારણથી એક જ ખંડમાં રહેલાં દંપતી, ચકવા-ચકવીની માફક, વિયોગવ્યથા અનુભવતાં પ્રથમ રાત્રિ નૈરાશ્યમાં જ પસાર કરે છે! તેમનો વિયોગ રસજ્ઞ વાચકને પણ સાલે છે, પરંતુ વિરોધી ભાવોના દ્વંદ્વયુદ્ધના ચિતારમાં વપરાયલી લેખકની કલા-કુશલતાથી તે મુગ્ધ બની જાય છે.

## ૩. સિદ્ધમંદિરના સ્વામીઓ

## ૪. ચમત્કારિક પેટી

ગ્રંથનો લગભગ અડધો ભાગ રોકનાર આ બે વાર્તા આશ્ચર્યમય છે અને તેમનું તાત્પર્ય પણ ઘણે અંશે સમાન છે. ગૂઢ વ્યક્તિઓનો સમાગમ, ગૂઢ સંકેતો, ગૂઢ ભાવિસૂચનો, ગૂઢ માર્મિક વચનો, ગૂઢ સ્થાનો, ગૂઢ રચનાઓ, ગૂઢ સિદ્ધિસાધનો—ઇત્યાદિ સામગ્રીથી અદ્‌ભુત તત્ત્વનો એવો સુંદર પરિપોષ કરવામાં આવ્યો છે કે વાંચનાર રસરેલમાં ઘસડાયા વિના રહેતો નથી. સર્વ વ્યતિકરો તેને આંખ આગળ બની રહેલા તાદૃશ લાગે છે. બંને વાર્તાના નાયકો કીર્તિસિંહ અને ચંદ્રસિંહ ઉત્સાહબલસંપન્ન ઉદાત્ત ચારિત્રવાળા સાહસિક વીર પુરુષો છે. **देहं पातयामि कार्यं साधयामि** એ તેમનું જીવનસૂત્ર છે. કોઇ કોઇ ક્ષણે શૈથિલ્ય અનુભવતા છતાં તેઓ વિઘ્નપરંપરાની ટક્કર ઝીલે છે, તેને નમતા નથી પણ તેને નમાવે છે. બંનેને અંતે રમાદેવી અને રત્નાવલિ પ્રાપ્ત થાય છે; તે સાથે ઉભય અનેકવિધ દૈવીસંપત્તિ રળે છે, અને આદર્શ યુગલો સમાજનાં સાચાં ઉપકારક બને છે. આ બંને વાર્તાના વિવિધ સ્થૂલ સૂક્ષ્મ પ્રસંગો શ્રીયુત ઓઝાએ બહુ સુંદર સંસ્કારી શૈલીમાં આકર્ષક રીતે વર્ણવ્યા છે.

## ૫. એ તો હું

## ૬. વાસના

આ બે વાર્તામાં ઉંડું આધ્યાત્મિક તત્ત્વ રહેલું છે. મૃગતૃષ્ણિકા પાછળ દોડતો મનુષ્ય આખું બ્રહ્માંડ ફરી વળતો હોય એવું ભાન પ્રથમ વાર્તા વાંચતાં થાય છે. અહિં પણ આશ્ચર્યોની પરંપરા તીવ્ર વેગથી પ્રકટ થાય છે. **चतुष्कपर्दा युवतिः सुपेशा घृतप्रतीका वयुनानि वस्ते।** (૧) યૌવન (૨) કૌશલ (૩) માધુર્ય (૪) જ્ઞાનાવરણ–એ માયાશક્તિનો ચતુર્વિધ મહિમા બહુ માર્મિક રીતે ચિતરવામાં આવ્યો છે. વાર્તાના નાયકનો આત્મા દિવ્ય યુવતિના આકર્ષણને વશ થાય છે, વિવિધ અલૌકિક અનુભવો તેને થાય છે, મિષ્ટ ધારેલા ફળમાં તેને કીડા તરવરતા માલમ પડે છે, પરંતુ આકર્ષણના પાશથી તે છૂટી શકતો નથી. માયાનો મહિમા જ એવો છે.

**ज्ञानिनामपि चेतांसि देवी भगवती हि सा ।**
**बलादाकृष्य मोहाय महामाया प्रयच्छति ।**

જ્ઞાનીઓનાં ચિત્તને પણ ખેંચી તંગ બેંગી માફક બાંધી મહામાયાશક્તિ મોહાસુરપ્રતિ રવાના કરી દે છે. ઉપનિષદ્ કહે છે—

**अजामेकां लोहितशुक्लकृष्णां**
**बह्वीः प्रजाः सृजमानां सरूपाः ।**
**अजो ह्येको जुषमाणोऽनुशेते**

સ્વસદશ વિકારોને ઉત્પન્ન કરતી ત્રિગુણમયી માયાનું સેવન કરતો કોઇ જીવ તદનુસાર ચેષ્ટા કરે છે. પરંતુ માયાથી છૂટવાનો ઉપાય નથી એમ નથી. ઉપનિષદ્‌ની ભાષામાં

**जहात्येनां भुक्तभोगामजोऽन्यः ।**

માયાને ભોગવી તેના રહસ્યને જાણી ગયલો, ભોગના કૂચાથી કંટાળેલો બીજો જીવ માયાથી છટકી જાય છે. વાર્તાકારે ઉપનિષદ્‌નું અજા–

ઐશ્વર્ય સાંગોપાંગ દર્શાવી ભગવદ્ગીતાના વચનને અનુસરી વાર્તાની સમાપ્તિ કરવામાં જે ઝડપ વાપરી છે તેથી રસપ્રદીપ્તિમાં વૃદ્ધિ થઈ છે.

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।**
**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥**

માયામોહિનીથી મુંઝાયલો નાયક અંતે પરમાત્માનું શરણ યાચે છે. પરમાત્માનો સર્વકષ્ટશમન દિવ્ય સ્વર તેના હૃદયમાં પ્રકટે છે. માયાના હુંકારનો પ્રત્યુત્તર નાયક ઈશસ્વરથી અનુપ્રાણિત પોતાના જ હુંકારના રૂપમાં આપે છે. શક્તિ શક્તિમાનને સતાવતી નથી: માયા માયેશને મુંઝવતી નથી. **વાસના**ની વાર્તામાં ત્યાગીના અંતિમ અભિલાષના નિમિત્તથી એક હૃદયદ્રાવક કોમલ પ્રસંગનું મનોહર વર્ણન કરવામાં આવ્યું છે. પૂર્વાશ્રમની પુત્રીની સૂક્ષ્મ વાસના ત્યાગીની વૃત્તિનો પરમ તત્ત્વમાં લય થવામાં આડી આવે છે. શકુંતલાવિયોગપ્રસંગે કણ્વમુનિ પણ કંઠરોધ આદિ માનુષ વિકારોને વશ થયાનું કાલિદાસે વર્ણન કર્યું છે. પિતાપુત્રીનો મેળાપ કરાવવામાં વાર્તાકારે સ્તુત્ય કલાનું નિદર્શન કરાવ્યું છે.

## ૭. નવીન નિયંતા

આ વાર્તા અંગ્રેજી શબ્દાવલિ વાપરીએ તો Last but not least છે: ક્રમપરત્વે તે છેલ્લી છે પરંતુ મહત્ત્વપરત્વે તે ગૌણ નથી. એક ગંભીર વેદાંતસિદ્ધાંતનો એથી સુંદર સ્ફોટ થાય છે. **वैषम्यनैर्घृण्ये न**.........એ વેદાંતસૂત્રઉપર જાણે એ ભાષ્યરૂપ હોય એવી પ્રતીતિ થાય છે. વાચકના હૃદયમાં ઊંડી શાંતિ પ્રસરાવી, શુદ્ધ આસ્તિકતાના ઉત્તેજનદ્વારા એ સમાજને બહુ ઉપકારક થઈ પડશે. વિશ્વનું વિધાન કરીને વિધાતા ગુપ્ત રહ્યા છે એ પ્રસંગ કુશલ સાહિત્યકારને ઉત્તમ સામગ્રી પૂરી પાડે એવો છે. રાજદંડધર રાજાની પેરે વિધાતા જો અમુક સ્થાનમાં વાસ કરીને રહ્યા હોત અને સર્વને પ્રત્યક્ષ થઈ શકે એમ હોત તો તો એમના ભયને લીધે એમના જગત્-

નિર્માણ વિષે સખત વિરોધી ટીકા કરતાં મનુષ્ય અવશ્ય ખંચાત. પરંતુ તે પ્રચ્છન્ન રહેલા હોવાથી પ્રસંગે અજ્ઞ જીવાત્માને નિરંકુશ ટીકા કરવાનો અવકાશ રહે છે. એવા જીવાત્માનો વિશિષ્ટ નમુનો હૃષીકેશ છે. કર્મના કાયદાના અજ્ઞાનજન્ય વ્યામોહમાં સપડાયલો તે પુરુષ વિશ્વેશ્વરના વિશ્વમાં સ્થળે સ્થળે અવ્યવસ્થા જોય છે, અને યોગપ્રાપ્ત ઐશ્વર્યનો તેને ઉન્માદ હોવાથી અખિલેશ્વર સામા 'અપીલ' સાંભળવા તે સજ્જ બને છે. ઉમર ખય્યામના ફારસી કાવ્યમાં આ 'અપીલ'–શ્રવણવૃત્તિનું સુંદર વર્ણન કરવામાં આવ્યું છે:—

**Ah Love! could thou and I with fate conspire**
**To grasp this sorry scheme of things entire,**
**Would not we shatter it to bits, and then**
**Remould it nearer to the heart's desire?**

[ હે પ્રિયતમા! દૈવસત્તાની સાથે સહકાર કરી તું અને હું જો આ શોચનીય વિશ્વતંત્રની તળિયાઝાટક તપાસણી કરી લઇએ તો શું આપણે એ તંત્રના ફૂરચેફૂરચા ઊડાવી નહિ દઇશું અને આપણા પોતાના હૃદયના અભિલાષને અનુસરતી તેની પુનર્ઘટના નહિ કરીશું? ]

પોતાની યોગસિદ્ધિના પ્રભાવથી હૃષીકેશ નવીન વિધાનના પાંચ પ્રયોગોમાં ઝંપલાવે છે, અને પાંચે પ્રયોગોનો પરિણામ પોતાનાં જ હાડકાં ભાંગવાં સરખો આવતાં નવીન નિયંતાને જગન્નિયંતાનું ડહાપણ સ્વીકાર્યા વિના છુટકો થતો નથી. પ્રસંગો એકથી એક સુંદર છે અને તેને વર્ણવવામાં વાર્તાકારે ઉત્તમ જય મેળવ્યો છે.

આ પ્રમાણે વિજ્ઞાન, વિનોદ અને બોધની ઉત્તમ સામગ્રીથી ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિમાં પોતાનો ફાળો આપવાના સક્રિય ઉત્સાહવાળા સાક્ષર શ્રીયુત ઓઝાનો આ સુંદર પ્રયત્ન સર્વથા અભિનંદનીય છે. આશા છે કે તે સમાજના સમાદરને પાત્ર ગણાશે. સાહિત્યનું મૂલ્ય રાગદ્વેષના સંપર્ક વિના નિરપેક્ષપણે અંકાવું જોઇએ. લેખકનું નામ શું છે? ઉમર કેટલી છે? કઇ જ્ઞાતિનો તે છે? કઇ "ડીગ્રી" તેણે મેળવી

 

છે ? કેટલો પગાર તેને મળે છે ? તે ક્યાં રહે છે ? કોનો સગો છે ? કોનો પાડોશી છે ? કયા મંડળનો છે ? કોનો પૂજક છે ? કોનો પ્રશંસક છે ? તેનાં સામાજિક તથા રાજકીય મંતવ્ય શાં છે ? એને વખાણતાં એકંદર લાભ છે કે હાનિ ? ઇત્યાદિ અન્વેષણની ખટપટમાં ઊતરનાર મનુષ્ય બપોરના સૂર્યપ્રકાશજેવો ઊજળો પૂરાવો રજુ કરે છે કે પોતે સાહિત્યરત્નપરીક્ષક નથી. કેવળ સામાન્ય મનુષ્યોમાં આ રાગદ્વેષની મલિન વૃત્તિ જોવામાં આવતી હોત તો તે માત્ર હાસ્યપાત્ર ગણાત. પરંતુ તેમ જ જો જોવામાં આવતું હોત તો પ્રાચીન કાલમાં પણ ભર્તૃહરિજેવો મહાત્મા **बोद्धारो मत्सरग्रस्ताः** એ ઉદ્ગારથી ઊંચાં પાત્રોને પણ મત્સરગ્રસ્ત જાહેર કરત નહિ. ઉચ્ચ વિદ્યાસંપત્તિ ભોગવનાર વ્યક્તિ જ્યારે સાહિત્યની કિંમત આંકવામાં રાગદ્વેષને વશ વર્તે છે ત્યારે તે પ્રવૃત્તિ હાસ્યપાત્ર નહિ, પણ શોચનીય થઈ પડે છે.

Who would not laugh, if such a man there be ?
Who would not weep, if Atticus were he ?

એના જેવું થાય છે. પરંતુ હર્ષસાથે નિવેદન કરવું જોઇએ કે રાજકીયઆદિ પ્રવૃત્તિનાં ઇતર ક્ષેત્રોમાં બંધુભાવની આવશ્યક્તા જેમ વધારે ને વધારે સમજાતી જાય છે તેમ સાહિત્યક્ષેત્રમાં પણ વૃત્તિના ઉદાર ભાવપ્રતિ સમજુ સમાજનું વલણ વધતું જતું જોવામાં આવે છે. આશા છે કે એ ઉદાર ભાવનું અવલંબન કરી વિદ્યારસિકો આ ઉત્તમ કૃતિનો ઉચિત આદર કરશે, અને સમર્થ લેખકને પોતાના ગુપ્ત શક્તિભંડારમાંથી બીજાં રત્નો હવે પછી જનસમાજઆગળ રજુ કરવા પ્રેરણા પૂરી પાડશે.

પોષ શુકલ ૧૧
સોમવાર
સં. ૧૯૮૫
અમદાવાદ

**કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા**

# નિવેદન

પુષ્પ-લતિકાનાં પુષ્પો વાર્તાપ્રિય અંતઃકરણોને પ્રસન્નતા ઉપજાવે અને તેનો મધુર પરિમલ અનેકને આહ્લાદિત કરી તેમની ચિત્તભૂમિકામાં ઉત્તમ સંસ્કારબીજકો સ્થાપે એ અભિલાષ જ, પ્રધાનપણે આ કાર્યમાં પ્રેરક હેતુ છે.

જનસમાજ-આધુનિક જનસમાજ-વિશેષતઃ વાર્તારસિક બન્યો છે. આજકાલ પ્રકટ થતા સાહિત્યમાં વાર્તાનું સાહિત્ય અન્ય સાહિત્યનાં ક્ષેત્રોને ઢાંકી દે છે. તેમાં પણ પ્રેમના ઉલ્લાસના નામથી અશ્લીલ ભાવોથી ભરેલી વાર્તાઓ જોઇ સાહિત્યના ઉજ્જવલ ગગનમાં વિચરતી અનેક વ્યક્તિઓમાં ઘૃણાની દૃષ્ટિ ઉત્પન્ન થયા વિના રહેતી નથી એ આવી વિરલ સંસ્કારી વ્યક્તિઓના પ્રસંગોપાત્ત નીકળતા ઉદ્‌ગારોમાંથી સદ્‌વિચારશીલ જનતાને અનુભવગમ્ય થયાવિના રહેતું નથી.

સાહિત્યોદ્યાનમાં આવું સાહિત્ય કંટકતરુજેવું છે. એ આ સુંદર ઉદ્યાનને છાઈ ન દે એ સાહિત્યઉદ્યાનના પરિપોષક અને સંરક્ષક વિદ્વદ્‌વર્ગનું કર્તવ્ય છે.

દેશનું સાહિત્ય દેશના પ્રધાન નાદનો ઘોષ છે. વાર્તાનું સાહિત્ય પણ તેથી, વાર્તાનો આનંદ આપે, તે સાથે સમાજના ચિત્તમાં ઉત્તમ

સુરોના તરંગ ઉત્પન્ન કરે અથવા ઉત્તમ સંસ્કારોની વૃદ્ધિ કરે એ શું અભીષ્ટ નથી? ઉત્તમ સાહિત્યકારોએ આ અભીષ્ટ વસ્તુસ્થિતિ પ્રકટાવવાની જવાબદારી ગ્રહણ કરવી જોઇએ છે, અને સાહિત્યના ક્ષેત્રમાં ઉત્તમ બીજકોની જ પેરણી થાય અને જનમનપ્રસાદક સુંદર પુષ્પો, સુંદર ફલો, ઉત્પન્ન થાય એવો પ્રયત્ન કરવાની અગત્ય છે.

પુષ્પ–લતિકાનાં વાર્તાપુષ્પોમાં 'સિદ્ધમંદિરના સ્વામીઓ,' તથા 'ચમત્કારિક પેટી' એ વાર્તાઓ શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગતરફથી પ્રકટ થતા **ચમદંડ** માસિકના ચતુર્થ વર્ષના અંકોમાં પ્રકટ કરી હતી. અધ્યાત્મવિદ્યાના અને રસશાસ્ત્રના પાશ્ચાત્ય વિદ્વાનોના ગ્રંથો, માસિકો વગેરેના વાચનના સંસ્કારોમાંથી જન્મેલી આ વાર્તાઓ તે વિદ્યાના ચમત્કારો વગેરેનું નિદર્શન કરે છે.

'મારો કાળો કોટ' એ વાર્તા કોઈ વિલક્ષણ ક્ષણે હૃદયમાંથી ઉઠી અને 'દંપતીમિત્ર'માં જ્યારે પૂજ્ય શ્રીયુત જેકીસનદાસ જેઠાભાઇ કણીયા જેવા અસાધારણ વિદ્વાને પણ તે વાંચી પ્રશંસાના ઉદ્‌ગાર કાઢ્યા ત્યારે એ દિશામાં વૃત્તિને દોરવાને મારો ઉત્સાહ વધ્યો અને સમાજને ઉત્તમ વાર્તાઓદ્વારા કોઈ ઉંચા સિદ્ધાંતો, ઉંચી વસ્તુનાં સ્વરૂપો વગેરે પ્રેરણારૂપે આપી શકાય એમ મને લાગ્યું અને ટુંકી વાર્તાઓ લખવા સ્વાભાવિક ઇચ્છા રહેતી. આ સમયમાં **ચમદંડ**, **દંપતીમિત્ર** વગેરે બંધ હતાં અને તેથી તે ઇચ્છા અંકુરિત થઇને અટકી. એટલામાં પૂજ્ય શ્રીયુત કૌશિકરામભાઇએ સ્વધર્મજાગૃતિ પ્રસિદ્ધ કરવાનો આરંભ કર્યો અને તેમની પ્રેરણાથી 'એ તો હું' અને 'વાસના' એ બે વાર્તાઓનો જન્મ થયો. પુન: તે સંસ્કારો અનેક સહૃદય બંધુઓએ જાગૃત કર્યા અને 'અભિમાનની આગમાં', 'બાદશાહની ભીખ', 'ઉપમન્યુ', એ વાર્તાઓ આ લતિકાના પુષ્પરૂપે પ્રકટે છે.

'બાદશાહની ભીખ' પ્રચલિત વાર્તા છે; 'ઉપમન્યુ'નો પ્રસંગ મહાભારતનો છે.'

'નવીન નિયંતા' શ્રીમાન્ વિશ્વવંદ્ય–શ્રી મહાકાલના તંત્રી–ના સ્મારક અંકમાટે લખેલી ઘણો સમય–વર્ષોપર્યંત પડી રહી. કોઈ

સંકેતવશાત્ તે અંક અદ્યાપિ પ્રકટ ન થયો અને તેને લતિકાના પુષ્પ-રૂપે જ આ લઘુ પુસ્તકમાં સ્થાન આપ્યું છે. આશા છે કે સહૃદય વાચકોને તે સંતોષપ્રદ લાગશે.

આ પુસ્તકનાં પરિચય–વચનો પૂજ્યશ્રી કૌશિકરામભાઈએ લખી તેને વિશેષ અલંકૃત કરી વાર્તાઓના મર્મો વગેરે ઉપર પોતાની તેજસ્વી જ્ઞાનપ્રભાનો પ્રકાશ નાંખ્યો છે તેથી સમાજને તેનાં તત્ત્વો સમજવામાં વિશેષ અનુકૂલતા થશે એ નિ:સંશય છે. આ ઉપકારકૃત્ય બદલ તેમનો હું ઋણી છું.

સ્નેહીબંધુ રા. ડાહ્યાભાઈ જડીઆએ મુખચિત્ર પરિશ્રમ લઈ કરી આપ્યું તદર્થ તેમનું ઉપકારસ્મરણ પણ આવશ્યક છે.

અંતમાં પુસ્તકને પ્રકટ થવામાં જે જે બંધુઓએ સ્નેહસેવા કરી છે તેમનો ઉપકાર માની સર્વ મંગલકર પરમાત્માને જ આ મંગલ કૃતિનો સંપૂર્ણ યશ અર્પી વિરમું છું.

પોષ શુક્લ ૧૫<br>૧૯૮૫<br>અમદાવાદ

ચુનીલાલ જયશંકર ઓઝા



# વાર્તાનુક્રમ

પક્ષપાતરહિત

# અનુભવપ્રકાશ

( ગુજરાતી ભાષાંતર )

[ વેદાંતવિશારદ **શ્રીયુત નર્મદાશંકર દે. મહેતાના** આમુખસહિત ]

અધ્યાત્મવિદ્યાનાં રહસ્યો સુંદર વાર્તા અને સંવાદો-
દ્વારા સમજાવી દિવ્ય અધ્યાત્મ શકિતઓને
જાગૃત કરનાર આ એક અપૂર્વ ગ્રંથ છે.

વિશેષ માટે છેવટે જુઓ

૧

# સિદ્ધમંદિરના સ્વામીઓ

પર્વતની તળેટીઆગળ એક સુંદર ઝરણનો ખળખળ કરતો નિર્મળ પ્રવાહ વેગથી વહેતો હતો. આ ઝરણના પ્રવાહઆગળ એક સુંદર અને ભવ્ય આકૃતિવાળો મજબૂત બાંધાનો તરુણ પુરુષ તૃષા શમાવવાના હેતુથી ફરતો ફરતો આવીને બેઠો. લાંબો પ્રવાસ કરેલો હોવાથી આ તરુણ જરા વધારે શ્રમિત થયેલો હતો. પ્રવાસજન્ય શ્રમ તથા તૃષાની નિવૃત્તિના હેતુથી કોઇ વિશ્રાંતિ આપનાર સ્થળની શોધ કરતામાં આવું સુંદર સ્થળ તેને શોધતાં હાથ લાગ્યું તેથી તેણે પરમેશ્વરનો મહદ્ અનુગ્રહ માન્યો અને તે પરમાત્માના સ્મરણપૂર્વક આ સ્થાને થોડી વાર સ્થિરતાથી બેઠો. શિકારના હેતુથી બહાર નીકળેલો હોવાથી શિકારનાં ઉપયોગી શસ્ત્રો વગેરેથી તે સજ્જ થયેલો જણાતો હતો. પર્વતની તળેટીમાં શ્રમને નિવૃત્ત કરનાર શીતળતા તેમ જ તૃષાને નિવૃત્ત કરનાર નિર્મળ જળ પ્રાપ્ત થતાં તેની ચિંતા ઘણે અંશે ન્યૂન થયેલી તેના મુખઉપરથી ભાસતી હતી. ઘણો શ્રમ કર્યા પછી એકદમ જળ ન પીવાના નિયમને જાણીને થોડી વાર વિશ્રાંતિ લીધી. પછી પોતાના ગજવામાંથી તેણે એક રૂપાનું સુંદર પાત્ર કાઢ્યું, અને

તે ઝરણના પ્રવાહમાંથી તેને ભરી પરમાત્માના મંગલ નામના ઉચ્ચાર-પૂર્વક તે જળનું પાન કર્યું. જળપાન કરતાંમાં જ, તે જળનો મિષ્ટ સ્વાદ, તેની શીતળતા, તેને કંઇક આશ્ચર્યકારક પ્રતીત થયાં. તેના જીવનમાં, આવા મિષ્ટ અને અદ્‌ભુત આનંદને જાગ્રત્ કરનાર જળનું પાન કરવાનો આજે પ્રથમ જ પ્રસંગ પ્રાપ્ત થયો હતો એમ તેને સમજાયું. જે જળના પાનથી તેના જીવનતત્ત્વમાં તેને વૃદ્ધિ થયેલી અનુભવાતી હતી, જે જળનું પાન કરવાથી તેનો દીર્ઘ પ્રવાસજન્ય શ્રમ તત્કાળ હરાઈ ગયેલો જણાતો હતો, જે જળનું પાન કરતાં તેના અણુઅણુમાં આનંદ વ્યાપી રહેલો ભાસતો હતો, જે અદ્‌ભુત ઝરણના જળપાન વડે તેને અપૂર્વ સંતોષ પ્રતીત થતો હતો, તે જળના પ્રવાહથી તે આશ્ચર્યચકિત થઇ થોડી વાર સ્તબ્ધ સરખો બની ગયો.

આ પ્રકારની સ્થિતિને અનુભવતો આ તરુણ વિચાર કરવા લાગ્યો કે આ જળના પાનથી આ પ્રકારના અનુભવ થવામાં શું તે જળ જ કારણભૂત હતું કે તેનું પોતાનું સુંદર પાત્ર કારણભૂત હતું? પાત્ર નવીન તથા સુંદર હોવા છતાં તે જલના ગુણોમાં આવો આશ્ચર્યકારક ફેરફાર કરે એમ તો ન જ બને એમ તેને જણાયું. અરે! પણ આ ઝરણના નિર્મળ જળનું પાન આજે હું જ કરૂં છું એમ કંઇ નથી. મારા અહિં આવતાંપૂર્વે અનેક મનુષ્યો આ સ્થળે આવી ગયા હશે, અને તેઓએ પણ આ નિર્મળ ઝરણના પવિત્ર અને આશ્ચર્યકારક જળનું પાન કરેલું જ હશે, છતાં એના આવા ચમત્કારિક ગુણોની વાત આજપર્યંત અંધારામાં શા હેતુથી રહી હશે, એ કંઇ મને સમજાતું નથી. આ પ્રકારના વિચાર કરતાં જ તેણે પોતાનું પાત્ર પાછું ગજવામાં મૂક્યું અને પોતાની આસપાસ દૃષ્ટિ ફેરવવા લાગ્યો. દૃષ્ટિ ફેરવતાં તે મનમાં ને મનમાં બોલ્યો, "શું જે સિદ્ધમંદિરની હું ઘણા કાળથી શોધ કરૂં છું, જે શુભ પ્રસંગની હું આતુરતાથી રાહ જોયા કરૂં છું, તે જ આ જગા હશે! તેજ શુભ પ્રસંગ મને આ

સ્થળે પ્રાપ્ત થશે !” આ વિચાર તેના અંતઃકરણમાં ઉઠતાં જ તેના મુખ-ઉપર લાલિમા વિસ્તરી રહી. તેનાં નેત્રો તેજથી ચમકવા લાગ્યાં. તે એકાએક ઉભો થયો. આસપાસ ફરીને વિશેષ તપાસ કરવાનો તેણે નિશ્ચય કર્યો.

ઘણી જ આતુરતાથી પણ સ્થિરતાથી તે ચારે તરફ પોતાની દૃષ્ટિને ફેરવવા લાગ્યો. ઝરણની ઉપર આવેલા પહાડના એક ભાગઉપર સાંકેતિક ભાષાનાં ચિહ્નોમાં કંઇક લેખ લખેલો તેની દૃષ્ટિએ પડ્યો. આ લેખ જોતાં તેને ઘણો સંતોષ થયો. વિશેષ નહિ તો થોડી ઘણી પણ આવી સાંકેતિક ભાષા સમજવાની તેને શક્તિ હતી તેથી તેના અંતઃકરણમાં એક પ્રકારનો સંતોષવાળો આનંદ પ્રકટ થયો. તરત જ તેણે તે લેખ વાંચવાનો પ્રયત્ન કરવા માંડયો. ઘણી સૂક્ષ્મ દૃષ્ટિથી તે ભાષાના લેખને વાંચવાનો પ્રયત્ન કર્યો પરંતુ એટલામાંથી માત્ર તે એક જ ચિહ્નનો અર્થ કંઇક સ્પષ્ટ સમજી શકયો. પૂર્વ દિશાતરફ એક ધનુષ્ વેગથી છુટીને જતું હોય એવું તેને જણાયું, અને તે જ ચિહ્નથી સૂચવાતો ભાવ તેના લક્ષમાં આવ્યો. તે દિશાપ્રતિ દૃષ્ટિ નાંખતાં તેને એક માર્ગજેવું સહજ જણાયું. ઘણા કાળથી તે માર્ગ કેવળ બંધ થઈ ગયેલા જેવો હતો અને તેથી માર્ગ સ્પષ્ટ થઇ શકતો નહોતો, તો પણ આ આગ્રહી વીરે નિર્ભયપણે તે માર્ગે આગળ પ્રયાણ કરવાનો નિર્ણય કર્યો. હૃદયસ્થ પરમાત્મામાં વૃત્તિને સ્થાપી તેમના નિર્ભય પ્રદેશમાં સ્વતંત્ર વિચરવાના દૃઢ નિશ્ચયથી તે આગળ ચાલવા માંડ્યો, પરંતુ તે આશરે ત્રણસેં વાર જેટલા અંતરે ગયો નહિ, એટલામાં જ તેનાથી આશરે ચાળીશેક કદમને છેટે એક અતિ સુંદર, ઠીંગણી અને તનુશ-રીરવાળી ઘરડી સ્ત્રીને જોતાં જ તે એકદમ ચમકયો અને તેથી કરીને તે પોતે ઉભો હતો ત્યાં જ સ્થિર થઈ ગયો.

આ યુવકને તેના જીવનમાં અનેક સ્ત્રીઓ જોવાનો પ્રસંગ મળ્યો હતો, પરંતુ આજે તેણે જે સ્ત્રીને જોઇ અને જેનાથી તે ચમકયો તે

સ્ત્રી સ્ત્રીજાતિના એક અદ્દ્ભુત નમુનારૂપ હતી. તેનું માથું સાધારણ કદનું હતું અને તેના ઉપરના બધા જ વાળ શ્વેત રંગના થઈ ગયેલા હતા. વાળ શ્વેત છતાં તેની આકૃતિને તે વધારે સુંદર કરતા હોય એવું તેને પ્રતીત થતું હતું. મુખ તેમ જ નેત્રના ભાવો પૂર્વાવસ્થાના અતિસૌંદર્યને સૂચવતા હતા. તેની નાસિકા પ્રમાણમાં વધારે લાંબી હતી અને કંઈક પોપટની માફક આગળથી વળેલી હતી. તે આશરે ચાર ફુટથી પણ ઓછી ઉંચાઇની હતી, અને જો કે તે ઉપરથી જોતાં વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયેલી જણાતી હતી તે છતાં તેનું રૂપલાવણ્ય ચિત્તાકર્ષક હતું.

કીર્તિસિંહે—આ તરુણ પુરુષે—આ સર્વ તે સ્ત્રીપ્રતિ એક જ ચપળ દૃષ્ટિ ફેંકી જોઈ લીધું. તેને આ ઉપરાંત એમ પણ જણાયું કે તે સ્ત્રી જો કે એક અક્ષર પણ બોલી ન હતી, છતાં તે જ્યાં ઉભો હતો ત્યાં જ તેને સ્થિર થવાને અને આગળ એક પણ ડગલું ન ભરવાને આજ્ઞા કરતી હતી, અને તે આજ્ઞાને અનુસરીને જ તે પોતે ત્યાં તટસ્થ ઉભો રહ્યો હતો. તે માત્ર એકદમ ચમકીને ઉભો રહ્યો એટલું જ નહિ પરંતુ તે સ્ત્રીના ઓજસ્‌ના પ્રતાપે તેના પ્રતિ વિનીતભાવે જોઈ તેને નમન કરવાની પણ જાણે તેને ફરજ પડી હોય તેમ તેણે તેને નમન કર્યું. તેને એ તો સ્પષ્ટ જ થયું કે આ સ્ત્રી કોઇ અસામાન્ય વ્યક્તિ છે.

આ પ્રમાણે નમન કરી વિનીત ભાવથી ઉભેલા કીર્તિસિંહને જોઇને તે સ્ત્રીએ પોતાની પ્રસન્નતા દર્શાવી, અને તે સ્પષ્ટપણે સમજી શકે એવી રીતે તેને આ પ્રમાણે કહ્યું:

“હે વીર ! આ સ્થળે તમારૂં આવવું શા હેતુથી થયું છે, અને અહિંથી આગળ કયી દિશાતરફ પ્રયાણ કરવા ધારો છો ?”

કીર્તિસિંહે ઉત્તર આપ્યું: ‘મારા આ વેશઉપરથી તમે અનુમાન કરી જ શકશો કે હું શિકારના હેતુથી નીકળેલો આ સ્થાનમાં આવી ચઢયો છું.’ આટલો જ ઉત્તર આપીને તે મૌન ધારણ કરી રહ્યો.

પોતાનો અન્ય હેતુ તેના આગળ સ્પષ્ટપણે તેણે દર્શાવ્યો નહિ. તેને એમ લાગ્યું કે જેની શોધમાં તે ફરે છે તેનો પત્તો તેના તરફથી મળવો સંભવિત છે તે છતાં પણ તેણે એકાએક પોતાના હેતુને પ્રકટ કરવાનું ઉચિત ધાર્યું નહિ.

તે સ્ત્રી બોલી: ‘ તમે માત્ર શિકારના હેતુથી આ તરફ આવ્યા હો તેમ જણાતું નથી. તમે એક શૂરવીર તરુણ પુરુષ છો અને હું એક અબળા છું છતાં પણ મારે તમને ચેતવવાની જરૂર છે કે આ રસ્તે જતાં અનેક વિઘ્નો આવશે, અને તેમાંથી વખતે મરણતુલ્ય સંકટ પણ તમને પ્રાપ્ત થશે. પરંતુ **જો તમે સામેની ખીણમાં જશો તો તમને ત્યાં તમારા ઇચ્છિત કાર્યમાં વિજય મળશે એટલું જ નહિ પરંતુ સુખ, આનંદ, અને નવજીવનને તમે પ્રાપ્ત કરશો.**

આ અદ્‌ભુત પ્રેમમય મૂર્તિના મનોહર કંઠમાંથી ઉચ્ચારેલા શબ્દોએ કીર્તિસિંહના હૃદયમાં અમૃત રેડયું હોય એવું ભાન તેને થવા લાગ્યું. તેના શબ્દોએ માત્ર આ પ્રમાણે એક જ પ્રકારની અસર ન કરી. તેને તેના શબ્દો કંઇક આજ્ઞાકારક જણાયા તો પણ તે એવા મૃદુ-ભાવવાળા હતા કે તેથી કીર્તિસિંહના અંતઃકરણમાં પ્રેમભાવ ઉત્પન્ન થયો. વળી એ શબ્દો ઉત્તમ પ્રકારના ભવિષ્યસૂચક હતા. આથી કરીને તેના અંતઃકરણમાં એક પણ વિરોધી વિચાર સ્ફુર્યો નહિ. કદાચ ઉપર-ઉપરથી તેના અંતઃકરણમાં વિરોધી તર્કો પ્રકટ્યા હશે પરંતુ તે સર્વની તળે આનંદની લહરી સૂક્ષ્મરીતે વહ્યા કરતી હતી એ તો સ્પષ્ટ જ તેના મુખઉપરથી જણાતું હતું.

તે સ્ત્રીનાં આ પ્રકારનાં વચનો સાંભળ્યા પછી આ ધીર પુરુષે નિર્ભયતાથી તેને કહ્યું: ‘હે માતા ! તમારા કહેવાનો અર્થ મને પૂરેપૂરો સ્પષ્ટ કરવા કૃપા કરશો. આ માર્ગમાં એવાં વિઘ્નો કયાં છે, અને ત્યાં મારે શા માટે ના જવું ? મારી ઇચ્છામાં આવે તે માર્ગે

પ્રયાણ કરતાં મને શી હાનિ છે ? વળી તમે જણાવો છો કે સામેની ખીણમાં જવાથી મારૂં શ્રેય છે અને મને સુખ, આનંદ વગેરે ત્યાં જ પ્રાપ્ત થશે એ તમે કેવી રીતે જાણ્યું, તે જો પ્રતિબંધ ન હોય તો જણાવવા કૃપા કરશો.'

'તમારી જિજ્ઞાસા યથાર્થ છે. તમારૂં શુદ્ધ હૃદય તમારી વાણી-પરથી ઓળખાઈ આવે છે. આ ખડકઉપર સાંકેતિક ભાષામાં શું લખ્યું છે તે હું તમને વાંચી બતાવીશ અને ત્યારે તમને ખાત્રી થશે કે તમારે હમણાં આ રસ્તે જવાની અગત્ય નથી. જ્યારે તે માર્ગે જવાનો સમય આવશે ત્યારે તમને **વી**રેન્દ્રની પુત્રી કે જેને ભીષણ પરાક્રમવાળા **જગત્‌સિંહે** એક અણીના વખતે બચાવી લીધી હતી તે તમને આમંત્રણ આપશે. તે સમયે, જો હાલમાં તમે મારા કહેવા પ્રમાણે વર્ત્યા હશો તો તમે ત્યાં જઇ શકશો અને જેની શોધમાં તમે ફરો છો, તે તમને પ્રાપ્ત થશે.' આ પ્રમાણે તે સ્ત્રીતરફથી તેને ઉત્તર મળ્યો.

એ શબ્દો એટલા બધા અસરકારક અને હૃદયની સાચી લાગ-ણીથી ભરેલા હતા, એ શબ્દો એટલા બધા શ્રદ્ધા અને સામર્થ્યથી પૂર્ણ હતા, કે **કીર્તિસિંહને** તે સાંભળ્યા પછી તેને આગળ કંઈ પણ પ્રશ્ન કરવાની ઇચ્છા પ્રકટી નહિ. તેથી તેણે માત્ર તે સ્ત્રીને એટલું જ કહ્યું કે હું તમારી આજ્ઞાને જ અનુસરીશ અને એ સંબંધમાં વિશેષ જે કંઈ મને જણાવવાનું યોગ્ય જણાતું હોય તે મને જણાવો. આ ઉપરથી તે સ્ત્રી બોલી 'પ્રિય પુત્ર ! હું તારા ઉપર પ્રસન્ન છું. પરંતુ મને એક જ વાર્તા સ્મરણમાં આવતાં કંઇક શોકનું ભાન થાય છે. આ નિર્મળ ઝરણના અમૃતતુલ્ય જલનું તેં પાન કર્યું તે પૂર્વે મારે તને તેમ કરતાં અટકાવવાની જરૂર હતી, કારણ કે જે કોઇ મનુષ્ય, પોતાના એકવિશમા વર્ષની જન્મગાંઠના દિવસે, આ ઝરણના જલનું, જે પાત્રનો કદી કોઇએ ઉપયોગ કર્યો ન હોય તેવા પાત્રવડે, પાન

કરે, તે મનુષ્ય, તે જ દિવસે જે સમગ્ર રૂપલાવણ્યના ભંડારરૂપ બાલા ભવિષ્યમાં તેની પ્રિયપત્નીરૂપ થવાની છે, તેનું મહાવિપત્તિમાંથી રક્ષણ કરશે, અને ત્યાર પછી તે સુખ આનંદ તથા જ્ઞાનની વૃદ્ધિંગત પામતી કલાનો ઉત્તરોત્તર અધિક અધિક અનુભવ ઇચ્છાનુકૂલ સમયપર્યંત કરવા સદ્‌ભાગી થશે.' આ પ્રમાણે કંઇક શોકગ્રસ્ત મુખમુદ્રાવડે તેના પ્રતિ જોઇને તે સ્ત્રી બોલીઃ "આટલા જ માટે ઝરણના નિર્મળ જળનું પાન કરતાં પૂર્વે તમને અટકાવવાની જરૂર હતી" અને વળી આગળ જણાવ્યું, 'તમારે જો કદાચ નવીન પાત્રની જ જરૂર હોત તો તે તમને મારી પાસેથી પ્રાપ્ત થઈ શકત.'

'કૃપાળુ માતા ! પાત્રની મારે જરૂર જ નથી. મારી પાસે આજે જે પાત્ર છે તેનો કોઇએ પણ કદી ઉપયોગ કરેલો નથી.' આમ કહી તેણે પોતાની પાસેનું સુંદર પાત્ર બહાર કાઢીને બતાવ્યું. તે પાત્ર જોતાં જ તે સ્ત્રીએ આશ્ચર્યસાથે આનંદને પ્રદર્શિત કરતાં પ્રશ્ન કર્યો 'તમે આજે આ પાત્રવડે પ્રથમ જ આ નિર્મળ ઝરણના નીરનું પાન કર્યું?' કીર્તિસિંહે ઉત્તર આપ્યું, 'હા. અને આજે જ મારૂં વિશમું વર્ષ પુરૂં થાય છે અને એકવિસમું વર્ષ બેસે છે !'

'અહો ! તમે પરમાત્માના પૂર્ણ અનુગ્રહને પાત્ર છો. આજે જ તમારો એકવિસમો જન્મદિવસ છે અને આ ખડકઉપર સાંકેતિક લેખ લખનાર મહાન્ તત્ત્વજ્ઞ પુરુષની ભવિષ્ય વાણીને અનુસાર તમે આ સ્થળે આવ્યા છો. આવો, ખડકઉપરનો લેખ હું તમને વાંચી બતાવું. એ લેખ તમારે જ માટે લખાયો હોય એમ ખાત્રીપૂર્વક સમજાય છે; આમ બોલતી તે સ્ત્રી પવનના વેગની માફક તે ખડકતરફ ચાલી ગઇ. કીર્તિસિંહ ઘણી જ ત્વરાથી ચાલતાં છતાં પણ તેના વેગને અનુસરવા શક્તિમાન્ થયો નહિ.

તે ખડકપાસે જઇને ઉભી રહેલી તે સ્ત્રી બોલીઃ 'આમાં શું લખ્યું છે તે તમે વાંચી શકતા નથી ખરૂં વારૂં? ઠીક.' આ પ્રમાણે

બોલીને તેણે એક લાંબી લાકડી એક એક ચિહ્નઉપર ફેરવવા માંડી અને આ પ્રમાણે તેને વાંચી સંભળાવવા લાગી.

'હું—જે વાર્તા મને પરમાત્માની હૃદયંગમ વાણીમાં સ્પષ્ટ થઇ છે તે હવે જણાવું છું. ભવિષ્યમાં જ્યારે મને સંબંધકર્ત્તા સઘળાં મનુષ્યો આ લોકનો ત્યાગ કરીને જતાં રહેશે, જ્યારે આ સ્થાન કેવળ અજાણ્યા અને અજ્ઞાન મનુષ્યોના હાથમાં આવશે, જ્યારે આ દિવ્ય મંદિર, આસપાસનાં અનેક વૃક્ષોવડે ઢંકાઇ જશે અને મારા વંશજોમાં માત્ર એક જ સ્ત્રી રહેશે, ત્યારે વિશ વર્ષની વયનો એક તરુણ પુરુષ એકાએક આ સ્થાનમાં આવી ચઢશે. તે આ સ્થળે આવી આ ઝરણના અદ્‌ભુત જલનું પાન પ્રથમ જ કરશે અને તે પણ જે પાત્રનો કોઇએ કદી ઉપયોગ કર્યો નહિ હોય તે પાત્રવડે કરશે. આ તરુણ પુરુષને મારી પુત્રી પ્રેમમય જીવનનો માર્ગ દર્શાવશે અને તેને આ દિવ્ય મંદિરના મહામૂલ્યવાન્ પદાર્થો મંદિરસહ અર્પણ કરશે.'

આટલું વાંચ્યા પછી તે સ્ત્રી કીર્તિસિંહના પ્રતિ પ્રતાપવાળી દૃષ્ટિથી જોવા લાગી. આ વખતની તેની વાણીમાં પૂર્વના જેવો ભાવ નહોતો પરંતુ કંઇક વધારે ગંભીર અને પ્રતાપમય ભાવ જણાતો હતો. તે વાણીમાં ગાંભીર્યસાથે કંઇક વિલક્ષણ અસર કરવાનું અદ્‌ભુત સામર્થ્ય રહેલું સમજાતું હતું.

'આ ભવિષ્યવાણીને તમે સાર્થક કરી છે. તે મહાપુરુષના વંશમાં હું છેલ્લી જ સ્ત્રી છું. મારો અંતસમય હવે દૂર નથી. આ સ્થાન અજાણ્યા અને અજ્ઞાન પુરુષોના હાથમાં આવ્યું છે એ તમે જાણો જ છો. વળી તમે તે ભવિષ્યસૂચક વાણીમાં જણાવ્યા પ્રમાણે જ આ સ્થાનમાં આવી ચઢ્યા છો. તમારાં વિશ વર્ષ આજે જ પૂરાં થાય છે. આ નિર્મળ ઝરણના જલનું પાન કેવળ નવીન પાત્રવડે તમે આજે પ્રથમ જ કર્યું છે. આ પ્રમાણે તે લેખની બધી જ શરતો તમે પૂર્ણ કરી છે.' આ પ્રમાણે તે સ્ત્રી બોલી અને વળી મૌન ધરી રહી.

'માતા!' કીર્તિસિંહે કહ્યું, 'મને આશ્ચર્યમાં નિમગ્ન કરનાર અદ્ભુત વાર્તા તમે મને સંભળાવી છે. તેમ જ તે વાર્તા સાચી છે એમ પણ સ્પષ્ટ જણાય છે. તમે મારા ઉપર મહદ્ ઉપકાર કર્યો છે. હું બાળક તેનો બદલો કેવી રીતે વાળી શકું તે મને સ્પષ્ટ થતું નથી.'!

આટલું બોલી રહ્યા પછી તે સ્ત્રીએ તેની પાસેનું પાત્ર માગ્યું. કીર્તિસિંહે જણાવ્યું કે તે પાત્ર તેને એક પરમસ્નેહીની પ્રેમની નિશાની તરીકે મળેલું છે. તેથી જો અડચણ ન હોય તો તે તેની પાસે જ રહેવા દેવું. પરંતુ તે સ્ત્રીએ કહ્યું: "હું તે સારી રીતે જાણું છું. પરંતુ તમારે તે પાત્ર મને આપવાની જરૂર છે." આ ઉપરથી તેણે પોતાનું પાત્ર તેને આપ્યું અને તે સ્ત્રીએ લેઇને તેને તરત જ પોતાના વસ્ત્રમાં સંતાડી દીધું.

'તમે જાણો છો કે તમે એક સાધારણ સ્થિતિના મનુષ્ય છો, પરંતુ હવે તમારે જાણવું જોઇએ કે તમે અત્યંત સમૃદ્ધિમાન્ પુરુષ છો. મોટા મોટા નૃપતિઓની સમૃદ્ધિ તમારી સમૃદ્ધિઆગળ હિસાબવિનાની છે. તમે આ દિવ્ય મંદિરના માલિક છો. પરમાત્માએ તમારા ઉપર પૂર્ણ અનુગ્રહ દર્શાવ્યો છે. હું તમને તમારી માતાતરીકે આ વસ્તુ તમને આપું છું તે લ્યો. સામેની ખીણમાં વસતી બાળાને તે વસ્તુ તમે આપજો. આજથી એક માસ પછી તે બાળા તમને પરણશે. અને તમારાં લગ્ન થયા પછી તેને આ ઝરણના જળનું પાન કરવા તમારી સાથે તેડી લાવજો. તે સમયે હું તમને આશિષ્ આપવા હાજર રહીશ, અને આ મંદિરનો માર્ગ બતાવીશ, અને તેનું સંપૂર્ણ સ્વામિત્વ તમને સ્વાધીન કરીશ. તમે અહિં આવો ત્યારે તમારી સાથે અન્ય કોઈ પણ મનુષ્યને લાવશો નહિ. જે શ્વેત અશ્વ તે કન્યાની પાસે છે, તે જ માત્ર તમે સાથે લેતા આવજો. આ પ્રમાણે બોલીને તે સ્ત્રીએ એક અત્યંત તેજસ્વી જ્યોતિર્મય કિરણોને પ્રસારતા હીરાનો હાર કીર્તિસિંહના હાથમાં મૂકયો. લાખો રૂપૈયાની કિંમત આપતાં છતાં

પણ જે હીરા મળવાનો અસંભવ હતો તેવા અનેક હીરાનો હાર જોઈ કીર્તિસિંહનું અંતઃકરણ અત્યંત પ્રસન્ન થયું. તેને લેવો કે નહિ એવો એક ક્ષણ તેને વિચાર સ્ફુર્યો. એટલામાં જ તે સ્ત્રીએ કહ્યું કે તે લેવાને કોઇ પણ પ્રકારની અડચણ નથી. એ હાર કંઈ તમને સાધારણ દાન તરીકે આપેલો નથી પરંતુ જે સ્ત્રીની સાથે તમારાં લગ્ન થવાનાં છે તેના માટે તે નિર્મિત થયેલો છે. તમારે માટે આના કરતાં અનેક ગુણ વિશેષ સંપત્તિ સુરક્ષિત પડેલી છે અને યોગ્ય સમયે તે તમને પ્રાપ્ત થવાની જ છે. હવે તમે આ સ્થળેથી એકદમ ચાલ્યા જાઓ. તે સ્ત્રી મહાવિપત્તિમાં આવી પડી છે. અને તેને તમારી સાહાય્યની ખરેખરી જરૂર છે.'

કીર્તિસિંહે તે સ્ત્રીના આ વચનોઉપર શ્રદ્ધા ધરી તેના કહેવા પ્રમાણે જવાની તૈયારી કરવા માંડી, એટલામાં તે સ્ત્રીએ કહ્યું: 'તે બાળાને તમે મુક્ત કરો પછી તેને તમે તમારી પાસેથી જવા દેશો નહિ. જે તમે નવીન નાનું સરખું મકાન તૈયાર કરાવ્યું છે, અને જેને માટે તમે જાણતા પણ નથી કે તે કોને માટે નિર્માણ કરેલું છે, ત્યાં તેને લઈ જજો.'

કીર્તિસિંહે કહ્યું, 'માતા! સામેની ખીણના કયા ભાગમાં મારે જવું અને તે બાળા ત્યાં કયે સ્થળે છે તે જણાવવા કૃપા કરો. તેણે આંગળીથી બતાવતાં ઉત્તર આપ્યું: 'સામે પેલું પીળા રંગનું વૃક્ષ જણાય છે જેની આસપાસ બીજા છ લીલાં રંગના વૃક્ષો રહેલાં છે, ત્યાં તમે જાઓ. તે ત્યાં જ છે. તમે જો ત્વરાથી જશો નહિ તો તમે ખરી પળ ચૂકી જશો. માટે હવે જરા પણ વિલંબ કર્યા વિના ત્યાં જાઓ.'

તેને લાગ્યું કે તે સ્ત્રીના કહેવા પ્રમાણે હવે વિલંબ કરવાની અગત્ય નથી. તેને જે પ્રાપ્ત થવાનું છે તે અવશ્ય પ્રાપ્ત થયા વિના રહેવાનું નથી. જે સત્તાએ આટલે સુધી તેની ઈપ્સિત વસ્તુની પ્રાપ્તિનો

સંભવ દર્શાવ્યો છે, તે જ સત્તા સંભવને સત્યરૂપે પ્રતીત કરાવશે જ, એવો તેને દૃઢ વિશ્વાસ હતો. વળી તે સ્ત્રીના શબ્દોમાં રહેલા સત્યને પણ તે જોઇ શકતો હતો તેથી કરીને તે ત્વરાથી તે વૃક્ષોપ્રતિ જવા લાગ્યો. જો કે જે જગાએથી તેને તે વૃક્ષો વગેરેની નિશાની બતાવવામાં આવી હતી તે સ્થાનેથી તે વૃક્ષોવાળું સ્થાન ઘણું દૂર જણાતું નહોતું, તોપણ તે તેના ધારવાજેટલું પાસે ન હતું. તેમ જ રસ્તો પણ ત્યાંથી સીધો નહોતો. આથી કરીને તેને ત્યાં પહોંચતાં આશરે કલાકથી કંઇક ઓછો સમય થયો. તે વૃક્ષથી થોડે દૂર રહીને જોતાં તેને જણાયું કે તે પીળા રંગવાળું વૃક્ષ એટલા બધા વિસ્તારને પામેલું હતું કે તેની ડાળીઓ છેક જમીનસુધી આવી પહોંચેલી જણાતી હતી. તેની ઘટા બહુ જ મ્હોટી હતી. તેના પત્ર વગેરેથી તે સારી રીતે ભરાઇ ગયેલું ભાસતું હતું. તેની આસપાસનાં લીલાંછમજેવાં છ વૃક્ષોની હાર પણ એવી રીતે આવી રહેલી હતી કે તેમાં આશરે પચાસ લુંટારાઓની ટોળી સંતાઈ રહેલી હોય તો પણ તે જણાય નહિ. પરંતુ આટલી આ ઘટા જ તે સ્થળે માત્ર જોવામાં આવતી હતી. તે ઘટાથી આશરે બસોવાર સુધીના અંતરે ચારે દિશામાં એક પણ વૃક્ષ જોવામાં આવતું નહિ. આવા નિર્જન સ્થાનમાં કીર્તિસિંહ નિર્ભયપણે આવીને ઉભો રહ્યો. એટલામાં એને કોઈ યુવતી પણ જણાઈ નહિ કે ચોર કે લુંટારા પણ તેને જણાયા નહિ. પરંતુ તે ઝાડોની ઘટાથી કેટલેક અંતરે કેટલાંક ઢોર ચારો ચરતાં જોવામાં આવ્યાં. તેમાં તેને એક માતેલા આખલાનો અવાજ થોડી થોડી વારે સંભળાવા લાગ્યો. તે ઢોરોના ટોળાતરફ દૃષ્ટિ કરતાં જણાયું કે તેમાં કંઇ આખલો હતો નહિ, તેમ જ તેને લીધે ઢોરોમાં કોઈ પણ પ્રકારનો ખળભળાટ પણ જણાયો નહિ. આથી તેને તે તરફ જવાનું કંઈ કારણ જણાયું નહિ. આથી કરીને હવે તેણે તે વૃક્ષોની ઘટામાં પ્રવેશ કરી અંદર તપાસ કરવાનો નિશ્ચય કર્યો.

જો કે **કીર્તિસિંહ** શસ્ત્રોવડે સજ્જ થયેલો હતો, પચાસ મનુષ્યો સાથે લડવામાં એકલો છતાં તે પૂરો પડે તેવું તેનું શૌર્ય હતું, છતાં પેલી

સ્ત્રીના શબ્દો સ્મરણમાં આવતાં અને તે યુવતીના મહાભયવિષે કલ્પના કરતાં, એક ક્ષણ તેનાં ગાત્ર શિથિલ થઈ ગયાં. પરંતુ પુનઃ પોતાના અડગ નિશ્ચયને સ્મરણમાં લાવીને, અને પરમાત્માની રક્ષક સત્તાથી પોતે રક્ષાયેલો છે, એ સદ્‌વિચારને જાગ્રત્ કરીને તેણે અંદર પ્રવેશવાનો નિશ્ચય કર્યો. અંદર પ્રવેશતાંપૂર્વે વિશેષ સાવધતાની ખાતર તેણે થોડી-એક ડાળીઓને જૂદી કરી અંદર આમ તેમ જોયું. જોતામાં જ તેને આશ્ચર્યનું ભાન થયું.

અંદરની જગા પેલાં ઢોરોને રહેવા માટે જ રાખવામાં આવેલી હોય તેમ લાગ્યું. ઘણા સખત તાપના વખતમાં તેમ જ વરસાદના સમયમાં તેઓ આ સ્થળે રહેતાં હશે એમ તેને લાગ્યું. અંદરના ભાગપ્રતિ દૃષ્ટિ નાંખતાં જણાયું કે એક બાજુએ અંદરથી બહાર જવાનો રસ્તો પણ હતો, અને ત્યાંની બધી જમીન સરખી કરીને દબાવી દીધેલી હોય તેવી જણાતી હતી. પરંતુ એટલામાં તેની આંખે તો જીવતા પ્રાણીમાં માત્ર એક મોટો આખલો જણાયો. તેનાં નેત્રો વિક્રાળ હતાં. તેનું શરીર પ્રચંડ હતું. તેનાં શીંગડાંની અણીયો ભાલાની અણીયોકરતાં પણ તીક્ષ્ણ જણાતી હતી. કાચાપોચા માણસનાં તો તેને જોતામાં જ હાજાં ગગડી જાય તેવું હતું.

તેણે અંદર પ્રવેશ કર્યો તે પૂર્વે જ આખલાનો ભયકારક અવાજ બંધ પડી ગયો હતો. પરંતુ તે આખલો પગવડે અને શિંગડાંવડે વારંવાર જમીન ખોતરતો હતો. કીર્તિસિંહે દૂર રહીને જોયું કે તે આ પ્રમાણે કરે છે, પરંતુ તેને એમ લાગ્યું કે કદાચ મચ્છર કે એવા ઉપદ્રવ ને લીધે તે આ પ્રમાણે કરતો હશે, અથવા તો મસ્તીમાં આવ્યો હશે તેને લીધે આમ કરતો હશે.

અંદરનો ભાગ ઢોરોના ઉપયોગનો છતાં સ્વચ્છ અને રમણીય હતો. કીર્તિસિંહે તે ભાગમાં નિર્ભયતાથી ફરીને બધું બરોબર તપાસવાનો વિચાર કર્યો, પરંતુ તેને લાગ્યું કે આખલો ગમે તેવો અહિંસક છતાં પ્રસંગ

આવ્યે મનુષ્યના સામો પણ થાય છે અને તેથી કરીને તેનાથી સંભાળીને ચાલવાની જરૂર છે. આમ કરવા કરતાં આખલાને પ્રથમ બહાર જ હાંકી કાઢવો એ તેને વધારે યોગ્ય લાગ્યું, અને તેટલા માટે તેણે એક મોટો સોટો કાપી લીધો. પવિત્ર ગાયના પુત્રસામે અન્ય શસ્ત્ર ઉગામવાનું યોગ્ય નહિ લાગવાથી, તેણે એક મોટી ડાળી કાપી લીધી, અને તે વડે તેને બહાર કાઢવાનો નિશ્ચય કર્યો.

પેલા આખલાએ પણ જેવો કીર્તિસિંહને જોયો કે તરત જ તેના સામે થવાનો પ્રયત્ન કરવા માંડ્યો. માથું નીચું કર્યું અને પુંછડું ઉંચું કરીને તે ચારે પગે ઉછળવા લાગ્યો અને ધૂળ ઉછાળવા લાગ્યો. મોટેથી અવાજ પણ સાથે સાથે તે કરવા લાગ્યો. કીર્તિસિંહે પણ જાણ્યું કે હવે તેની સાથે યુદ્ધમાં ઉતરવું પડશે.

સ્વતંત્ર ફરતા હરતા આ માતેલા સાંઢસામે થવું એ સામાન્ય કાર્ય નહોતું, અને તેની સાથે લઢવાથી અને તેમાં વિજય મેળવવાથી મહા મોટો લાભ પણ દષ્ટ રીતે મળવાનો અસંભવ જણાતો હતો, છતાં આ સ્થાનમાં જ તેને શોધ કરવાની હોવાથી તેને તે પ્રમાણે કર્યા વિના છુટકો નહોતો. તેણે પોતાનાં શસ્ત્ર વગેરે ઠીકઠાક કર્યાં અને અંદર પ્રવેશી તે આખલાના સામે એક જબરો હોકારો કર્યો. પરંતુ એનો પરિણામ એ આવ્યો કે તે જેઇને તે એક ક્ષણ તો ચમકીને સ્તબ્ધસરખો બની ગયો. તેનાં ગાત્ર એકદમ ઢીલાં પડી ગયેલાં જણાયાં. તે સાવધ થાય તે પહેલાં પેલો આખલો છેક જ તેની નજીકમાં આવી પહોંચ્યો, અને તેને બહાર જવાને તે જરા ખસીને માર્ગ આપી શકે એવું પણ રહ્યું નહિ.

તેના અંતઃકરણમાં આ પ્રકારનો ગભરાટ ઉત્પન્ન થયો તેમાં અધુરામાં પૂરૂં એકાએક સ્ત્રીઓના કરુણ સ્વરની ચીસો તેના શ્રવણે પડી. તેનો ગભરાટ થોડી ક્ષણ તેથી વધ્યો. " હે વીર ! તમે જલદીથી દોડો !! ઉતાવળ કરો ! આ ઝાડ ઉપર એકદમ ચઢી જાઓ, નહિ તો

આ આખલો તમને હમણાં જ મારી નાંખશે! " આ પ્રકારની ચીસો સ્ત્રીઓના કોમળ અવાજનું ભાન કરાવતી તેના સાંભળવામાં આવી. આ વખતે શું કરવું તે એને એકદમ સૂઝયું નહિ. તે સ્ત્રીઓની સાથે વાત કરવાનું અથવા તેમને ધૈર્ય આપવાનો વિચાર પણ તેને આવ્યો નહિ પરંતુ આ વખતે ખરેખર હસવાજેવો વિચાર તેના અંતઃકરણમાં એકાએક સ્ફુર્યો. શું તેને એકને બદલે બે કન્યાઓસાથે લગ્ન કરવું પડશે? આવો વિચાર તેને એક ક્ષણના પણ ઓછા ભાગમાં સ્ફુર્યો, કારણ કે તેને જણાયું કે ચીસો પાડનાર બે સ્ત્રીઓ હતી.

કીર્તિસિંહ એકદમ હવે છલંગ મારીને અંદર ગયો. તે પેલી સ્ત્રીઓની ચીસોતરફ લક્ષ આપીને ઝાડઉપર ચઢી ગયો નહિ. હવે તેને તે આખલાની સામે જ થવાનું હતું. વૃક્ષઉપર રહેલી બંને સ્ત્રીઓને પણ આ પ્રકારની સાઠમારી જોવાનો સારો તમાસો મળ્યો હતો. તે અંદર છલંગ મારીને એવી રીતે ગયો કે પેલો આખલો તેનાથી ઘણે દૂર રહ્યો. પછી તેણે તે આખલાને સારી પેઠે હંફાવવાનો પ્રયત્ન કરવા માંડયો. તે આખલો પણ હવે મત્ત થઇને તેની પાછળ પડ્યો હતો. પરંતુ કીર્તિસિંહ એવી યુક્તિથી દાવ રમવા લાગ્યો કે તે આખલો ઘણો જ થાકી ગયો ત્યાં સુધી તેને કંઇપણ કરી શક્યો નહિ. ઘડીમાં તે અંદરથી બહાર નીકળતો અને ઘડીમાં બહારથી અંદર જતો રહેતો. એક વાર તેણે જોયું કે આખલો તેની પાછળ પડીને અંદર ગયો છે એટલે તે જાતે પણ અંદર ગયો. આખલો ચીડાઇને જમીનસાથે માથું અફાળવા લાગ્યો, તેથી ઉપર રહેલી પ્રેક્ષક સ્ત્રીઓ ચીસો પાડવા લાગી. કીર્તિસિંહે પાછળથી જઇને તરત જ તે જોયું અને તેને જણાયું કે હવે તે હાંફી ગયો છે માટે તેને હવે સોટાથી પાંશરો કરી બહાર કાઢવો. પાછળથી જઇને એકદમ ચાલાકીથી તેણે તે આખલાનું પૂંછડું પકડી લીધું અને તેને પાંચ દસ સોટા જોરથી લગાવી દીધા. આખલાએ પણ હવે જાણ્યું કે તેનાં હાડકાં ખોખરાં થવાનો પ્રસંગ આવ્યો છે, એટલે તેણે એકદમ બહાર નાસવા માંડયું. કીર્તિસિંહ તેને મારતો મારતો થોડે દૂર

મૂકી આવ્યો. આખલો પાછું વળીને માથું મારવા જતાં પહેલાં તો તેના માથાઉપર જબરા પ્રહાર પડતા, તેથી તેને નાસવાવિના બીજો ઉપાય જ રહ્યો નહોતો. માતેલા સાંઢે પણ જાણ્યું કે તેને પણ તેના માથાનો કોઇ વીર નર મળ્યો છે. દુઃખથી પછી બરાડા પાડતો તે દૂર ચરતાં ઢોરોના ટોળામાં દાખલ થઈ ગયો.

કીર્તિસિંહને હવે જણાયું કે આખલાતરફથી હવે તેને કંઈ અડચણ થવાની નથી એટલે તેણે તે વૃક્ષોની ઘટામાં પ્રવેશ કર્યો. પ્રેમનો આવેશ તેના અંતઃકરણમાં જોરથી જાગૃત થયો. તેનું હૃદય ધડકવા લાગ્યું. ભવિષ્યમાં સહધર્માનુચારિણીના પદને પ્રાપ્ત કરનાર સુંદર બાળાસાથે સમાગમ થવાનો હવે વિલંબ નહોતો !

અંદર પ્રવેશ કરતાં જ તે મનોહર મૂર્તિ તેની દષ્ટિએ પડી. અદ્‌ભુત રૂપલાવણ્યના ભંડારરૂપ તે બાલાની સાથે અન્ય તેની સમાન વયની અન્ય બાળા પણ દષ્ટિએ પડી. તે રમણીના મધુર કંઠરવથી ઉચ્ચારાયેલા ઉપકારસૂચક શબ્દોએ કીર્તિસિંહના હૃદયમાં બહુ જ ઉંડી અસર કરી. અન્ય બાળા જેનું નામ કમળાવતી હતું, તેણે કહ્યું: હું અને મારી સખિ રમાદેવી આ સ્થાનમાં વિહારાર્થે નીકળ્યાં હતાં. ફરતાં ફરતાં અમે આ સ્થળે આવી ચઢયાં. આ વૃક્ષની છુટી પડેલી ઘટામાં શું છે તે તપાસવાના હેતુથી અમે અંદર પેઠાં. એટલામાં આ આખલો અમારી પાછળ દોડતો દોડતો આવ્યો. તેનાથી બચાવનો બીજો કોઇ ઉપાય રહ્યો નહિ તેથી કરીને અમે આ ઝાડઉપર એકદમ ચઢી ગયાં.

ત્યાર પછી શું બન્યું એ વિષે અધિક વિવેચનની અપેક્ષા નથી. તે તો જે પ્રમાણે પેલી સ્ત્રીએ કહ્યું હતું તે જ પ્રમાણે કરવામાં આવ્યું. આ બનાવ પછી થોડા દિવસે કીર્તિસિંહે રમાદેવીને પેલી સ્ત્રીએ આપેલો હાર અર્પણ કર્યો. તે હાર તેને જ માટે તૈયાર કરાવી રાખ્યો હોય તે પ્રમાણે તેના મનોહર કંઠમાં બરોબર બંધ બેસતો આવી ગયો.

* * * * *

આજે રમાદેવીની વર્ષગાંઠનો દિવસ છે. સિદ્ધમંદિરના સ્વામિએ કીર્તિસિંહને ઝરાઆગળ આવવામાટે કહેલો દિવસ પણ આજે જ છે. રમાદેવી તથા કીર્તિસિંહ નિયમિત સમયે ઝરાઆગળ આવી પહોંચે છે. રમાદેવી પણ ત્યાં આવતાં તૃષાર્ત્ત થાય છે. રમાદેવી તે જ નિર્મળ ઝરણના પવિત્ર જળનું પાન કરવા ઇચ્છા દર્શાવે છે. ઇચ્છા દર્શાવતાં કીર્તિસિંહને કહે છે "ખરેખર ! જો તે જ રૂપાનું પાત્ર કે જે વડે આપે પાન કર્યું હતું તે જ પાત્રવડે આ જલનું પાન કરવાનું બનત તો મને ઘણો જ આનંદ થાત. !' આ પ્રમાણે તે બોલી એટલે કીર્તિસિંહે કહ્યું 'આપણે થોડી વાર રાહ જોઇશું તો કદાચ તે જ કૃપાળુ માતા અત્ર આવી આપણને દર્શન દેશે અને તે પાત્ર પણ તમને લાવી આપશે.' કીર્તિસિંહના મુખમાંથી આ શબ્દો પૂરા બહાર પડ્યા નહિ એટલામાં તો તે સ્ત્રી એકદમ પ્રત્યક્ષ થઈ.

રમાદેવીના સામું થોડી વાર તેણે જોયા કર્યું. રમાદેવી પણ તેના સામે થોડી વાર જોઇ રહી. બન્ને જાણે કે એકએકની સાથે નેત્રપલ્લવીથી વાત કરતાં હોય એ પ્રમાણે થોડો સમય વીતી ગયો. એટલામાં કીર્તિસિંહ બોલ્યો ' માતા ! હું આપનો ઉપકાર કેવી રીતે પ્રદર્શિત કરૂં તે મને સમજાતું નથી! તમે મને કહ્યું હતું તે પ્રમાણે બધું થતું જણાયું છે; તેમ જ જે પ્રમાણે તમે મને કહ્યુ હતું તે પ્રમાણે જ હું રમાદેવીને આ સ્થળે લાવ્યો છું. ખરેખર મારૂં જીવન આપની કૃપાથી ઘણું જ સુખમય થયું છે ! સકલ સદ્‌ગુણના આભૂષણોથી શોભતી રમાદેવીને પ્રાપ્ત કરીને હું પરમેશ્વરના મહદ્‌ અનુગ્રહને પાત્ર થયો છું. મનુષ્ય એકલો પોતે અપૂર્ણ છે. તે અપૂર્ણતા પૂરી કરનાર તેની સ્ત્રી છે. પરંતુ જેમ એક જ ચોરસ ભાગના બે સરખા કકડા થયેલા હોય અને તે એકઠા મળતાં એક આખો ચોરસ પૂર્ણ બની રહે છે અને જો ચોરસના એક ભાગને અન્ય ભાગ તેને મળતો નથી મળતો અને ગોળ કે ત્રિકોણનો ભાગ મળે છે તો તે બેનો મેળ કદાપિ પૂર્ણપણે

મળતો નથી, અને પછી જોરજુલમથી મેળવતાં તે દેખીતા એક છતાં વાસ્તવિક રીતે જૂદા જ રહે છે, તેમ જ મનુષ્યને પણ જ્યારે તેની અપૂર્ણતાને પૂર્ણ કરનાર બંધ બેસતો ભાગ મળે છે ત્યારે જ તે પૂર્ણ થાય છે, અને નહિ તો તેની દેખીતી પૂર્ણતા પણ અપૂર્ણતા જ છે! મારા ઉપર પરમાત્માનો મહાન્ અનુગ્રહ હું સ્વીકારૂં છું, કારણ કે મને પૂર્ણ કરનાર ભાગ મને બંધ બેસતો જ મળી રહ્યો છે! મને કદાચ આખી પૃથ્વીના દ્રવ્યકરતાં વિશેષ દ્રવ્ય પ્રાપ્ત થાત, મને કદાચ સિદ્ધ-મંદિરનું સંપૂર્ણ સ્વામિત્વ પ્રાપ્ત થાત, પરંતુ જો મારૂં પૂર્ણપણું કરનાર યોગ્ય કન્યાની પ્રાપ્તિ ન થાત, તો તે મને કદી સુખમય કરત નહિ! તેથી મારી વૃત્તિ કદી સંતુષ્ટ રહેત નહિ."

તરત જ તે સ્ત્રીએ પેલું રૂપાનું પાત્ર કાઢીને કીર્તિસિંહના હાથમાં આપ્યું, અને પેલા ઝરણતરફ આંગળી કરીને બતાવ્યું. કીર્તિસિંહ તેનો મર્મ સમજી ગયો. તેણે તરત જ તેમાંથી તે પાત્રને ભર્યું, અને રમાદેવીને આપ્યું. રમા દેવીએ તે અમૃતતુલ્ય જલનું પાન કર્યું. તેને પણ અદ્દ્ભુત અસર જણાવા માંડી. તેણે પુનઃ તે જલનું પાન કર્યું. પછી પેલી સ્ત્રીએ કહ્યું તે ભવિષ્ય વાણીમાંનો કેટલોક ભાગ મેં તમને વાંચી બતાવવાનો બાકી રાખ્યો છે તે હું તમને વાંચી સંભળાવું. આમ કહી તે લેખપાસે એ ત્રણે જણ ગયાં અને તે સ્ત્રીએ આ પ્રમાણે વાંચી સંભળાવવા માંડયું:

'આ જ પ્રમાણે તે સ્ત્રીના જન્મદિવસને દિવસે જ તે દંપતી આ સ્થળે આવશે. અને તે સ્ત્રી પણ આ નિર્મળ જળનું પાન કરશે. ત્યાર પછી તેમને મારી પુત્રી સિદ્ધમંદિરની પાસેના આશ્રમમાં આ પવિત્ર ઝરણમાં સ્નાન કરાવ્યા પછી લઈ જશે અને ત્યાં તેમનો હસ્ત-મેળાપ કરશે. તે પછી તેમને સિદ્ધમંદિરના મધ્ય ભાગમાં પ્રવેશ કરા-વવામાં આવશે, અને ત્યાં તેમને સર્વ પદાર્થોનું સ્વામિત્વ હસ્તગત કરવામાં આવશે."

આ લેખ વંચાતો હશે ત્યારે આ યુગલ શા વિચારોને સેવતું

હશે તેનું અનુમાન કરવું, તેમ જ તે સ્ત્રીના વિચારોનું અનુમાન કરવું કંઈક કઠિન છે. તેમ જ તદર્થે પ્રયત્ન કરી તેનું વર્ણન કરવું નિરર્થક છે. આ ઉભય સ્ત્રીપુરુષને મન આ બધું બહુ જ આશ્ચર્યમય ભાસતું હતું એટલું જ કહેવું બસ છે. અવશ્ય અન્ય આવી બાબતમાં અશ્રદ્ધા ધરનાર અંતઃકરણમાં આ પ્રકારના વિચારોએ જૂદા જ પ્રકારની અસર કરી હોય. પ્રથમ તો તેઓએ આવી ભવિષ્યવાણીને જ ગપ ગણી કાઢી હોય, પરંતુ કીર્તિસિંહના હૃદયમાં શ્રદ્ધાની જ્યોતિ ચમકતી હતી, વળી તેને પૂર્વની ભવિષ્યવાણીનો અનુભવ થયો હતો, તેથી તેણે બધું જ યથાર્થ રૂપમાં સ્વીકાર્યું. આ દંપતીએ નિશ્ચય જ કર્યો હતો કે ગમે તે થાય તો પણ આ સ્ત્રીનાં વચનોઉપર વિશ્વાસ રાખી તે કહે તે જ પ્રમાણે કરવું એ તેમને માટે હિતાવહ હતું. કારણ કે તે જાણતાં હતાં કે પોતાની મરજીપ્રમાણે ગમે તેમ કરવાથી કોઈ અર્થની સિદ્ધિ થાય તેમ ન હતી. આની સાથે તેઓના અંતઃકરણમાં એ નિશ્ચય પણ એટલો જ અથવા એથી પણ વધારે દૃઢ હતો કે આ વૃદ્ધ સ્ત્રી કે જેને તેઓએ માતાતરીકે સ્વીકારી હતી તેને તેના જીવનના ઉત્તર ભાગમાં તેની જેટલી બને તેટલી સેવા કરી ઋણમુક્ત થવું.

તે સ્ત્રીએ નિર્ણય કરી રાખ્યા પ્રમાણે તરત જ એક પરિચારિકા (દાસી) આવી. તેની પાસે ઘણાં જ સુંદર વસ્ત્રો આ દંપતીને માટે આણેલાં હતાં. ઉભય સ્ત્રીપુરુષને તે ઝરણના પ્રવાહમાં સ્નાન કરવાનું સૂચવવામાં આવ્યું. બન્નેએ સ્નાન કરી નવીન આણેલાં વસ્ત્રો ધારણ કર્યાં. બન્નેને ચંદ્રક કરવામાં આવ્યા, અને બન્નેને તે સ્ત્રીએ તેની પાછળ પાછળ ચાલવાનું જણાવ્યું. તે સ્ત્રીને બધો જ માર્ગ પરિચિત હોવાથી તે માર્ગ ગમે તેટલો વિકટ અને ઝાડીઝાંખરાંથી પૂરાયેલો હતો છતાં તે ત્વરાથી ચાલી જતી હતી. કીર્તિસિંહ અને રમાદેવી પણ તેની પાછળ પાછળ ચાલ્યાં જતાં હતાં. કેટલેક દૂર ગયા પછી એક મ્હોટી પ્હાડની ભીંત આવી. એ ભીંતમાં એક દરવાજો હતો. તે વેલા વેલી-

ઓથી બધો જ આચ્છાદિત થઈ ગયો હતો. એમાં થઇને તેઓએ પ્રવેશ કર્યો અને જે આશ્રમમાં તેમનો લગ્નવિધિ થવાનો હતો તે આશ્રમમાં તેઓ આવી પહોંચ્યાં. આશ્રમનું સ્થાન અલૌકિક શોભાવાળું હતું. ઘણી ભીંતોઉપર સાંકેતિક ચિહ્નો જ જોવામાં આવતાં. તેમાંનાં કેટલાંક તે સ્ત્રીએ સ્પષ્ટ કરી બતાવ્યાં.

સંધ્યાકાલનો સમય વ્યતીત થવા આવ્યો. તેઓ બેઠેલાં હતાં તે ઓરડામાં સૌમ્ય પ્રકાશ ધીરે ધીરે આવવા લાગ્યો. તેઓએ પ્રકાશ ક્યાંથી આવે છે તે જોવામાટે ચારે તરફ દૃષ્ટિ ફેરવવા માંડી. પ્રકાશ આપનાર કોઇ પણ દીપક વગેરે જણાતું નહિ છતાં શાંત પ્રકાશવડે ઓરડો પ્રકાશિત થઇ રહ્યો હતો. આ ઓરડામાં નિર્ણીત સમયે તેમનો હસ્તમેળાપ કરી લગ્નવિધિ સંપૂર્ણ કરવામાં આવ્યો. આ વિધિ થયા પછી તે સ્ત્રીએ કહ્યું: 'બાલકો ! હવે હું તમને **સિદ્ધમંદિરના** મધ્યભાગના ઓરડામાં લઈ જઇશ. આ ઓરડામાં આજ પચીસ વર્ષ થયાં મારા વિના કોઈ પણ ગયું નથી. પરંતુ ત્યાં જતાં પહેલાં મારે તમને એક થોડી સરખી વાત કહેવાની છે. સાંભળો: '

" મારે જે વાત તમને કહેવાની છે તે તમારા પોતાના જ સંબંધની છે. મારા વંશમાં હું છેલ્લી સ્ત્રી છું, એ વાર્તા મેં તમને જણાવી હતી તે તમને સ્મરણમાં જ હશે. મારા પૂર્વજો આ મંદિરના સ્વામીઓ હતા. અમારા સંબંધી તમારે વિશેષ જાણવું હોય તો પૂર્વના કેટલાક ઇતિહાસોમાં અમારા સંબંધી કેટલાંક સૂચનો છે તે ઉપરથી તમને વિશેષ હકીકત જાણવામાં આવશે.

મારા પિતા યોગવિદ્યા તથા રસવિદ્યાના સંપૂર્ણ જ્ઞાતા હતા. પોતાની જ ઇચ્છાનુસાર અન્ય ઉત્કૃષ્ટ પ્રકારના લોકોમાં ગમન કરવાના હેતુથી તેમણે આ મંદિર મારા સ્વાધીનમાં સોંપી, મને અનેક પ્રકારનાં નિર્ભયતાનાં સાધનો આપી, મને મૂકીને એકલા, આ ભૂમંડળના અનેક રમણીય અને દિવ્ય સ્થાનોમાં વિચરવાનો નિશ્ચય તેમણે મને દર્શાવ્યો. તેમનાથી બની શકે તેટલી સંપત્તિ વગેરે મને તેમણે સોંપી.

હું પૂર્વે તેમની સાથે અનેક દેશદેશાંતરોમાં ફરી છું અને તેમની પાસે રહી વિદ્યાના અનેક રહસ્યોનું જ્ઞાન તેમની પાસેથી મેળવ્યું છે. અનેક ભાષાઓ હું સારી રીતે બોલી તથા સમજી શકું છું.

મારી સંતતિ જો આ કાળસુધી જીવનના સુખનો અનુભવ લેતી હોત તો મારો અને તમારો યોગ ભાગ્યે જ થાત. પરંતુ દૈવની પ્રબળ ઇચ્છાથી તમારો અને મારો યોગ થવાનો સંભવ આવ્યો છે. આ યોગથી હું ઉલટી વધારે પ્રસન્નતાનો અનુભવ કરૂં છું.

મારા પિતાએ મૂકેલી સંપત્તિ લગભગ તેમણે મૂકેલી હતી તે જ સ્થિતિમાં સુરક્ષિત રીતે રહેલી છે. મંદિરના આ ભાગને અન્ય દુષ્ટ મનુષ્યોની જાણમાં ન આવે તેવી રીતે રાખવાને ઉપાયો યોજેલા છે. તમારે તે સંબંધમાં અધિક ભય કે ચિંતા ધરવાજેવું રાખેલું નથી.

મારા પૂર્વજોએ આ અનર્ગળ દ્રવ્યસંપત્તિવડે અનેક પરોપકારનાં મોટાં મોટાં કાર્યો ગુપ્તપણે કરેલાં છે. તેઓને આ ભૂમિઉપરથી જવાની ઇચ્છા થતાં આ ભૂમિને છોડીને ચાલ્યા ગયા છે. તેઓનો ઉદ્દેશ ગુપ્ત-પણે રહી જનસમુદાયમાં ઉત્તમ હિત સાધવાના અનેક ઉપાયો પ્રકટ કરવાનો હતો. તેઓએ આ ઉદ્દેશની સિદ્ધિમાટે જ આ મંદિરનું સ્વામિ-ત્વ આપવા, તમને દર્શાવેલો શિલાલેખ કરેલો છે. આજથી સેંકડો વર્ષ પૂર્વનો આ શિલાલેખ મારા પૂર્વજોએ દિવ્ય દૃષ્ટિવડે ભવિષ્યને જોઈને જ લખેલો હતો. આજે તમે તે લેખની શરતો પૂરી પાડી તે મહાત્માની દિવ્ય દૃષ્ટિમાં સ્પષ્ટ થયેલી તમારી યોગ્યતા આજે મને અનુભવગમ્ય કરાવી છે. આ મંદિરની સઘળી સંપત્તિ કે જે કરોડો સંપત્તિમાન્ નૃપતિઓની સંપત્તિકરતાં પણ અત્યંત ઉત્કૃષ્ટ પ્રકારની છે તે તમને હું સ્વાધીન કરૂં છું. પરંતુ તમારે નીચેની શરતો પ્રમાણે વર્તવાનું છે એ તમારે ખાસ સ્મરણમાં રાખવાની અગત્ય છે.

ભવિષ્યનાં પચાસ વર્ષસુધી આ સ્થળ કેવળ ગુપ્ત રહેવાદેવાની જરૂર છે. આ પચાસ વર્ષ પછી આ ભૂમિમાં અનેક સત્પુરુષોનો ઉદય થશે અને તેઓ પૂર્વે જણાવેલી દૈવી વિદ્યાઓના જ્ઞાનને પ્રાપ્ત

કરી અનેક રીતે મનુષ્યોને તે વિદ્યાઓનો બોધ કરશે. આ સમયે આ મંદિરની ગુપ્ત અને અદ્‌ભુત અનેક વાર્તાઓને તેઓ સ્વીકારશે અને તેના પ્રતિ બહુ જ માનની દૃષ્ટિથી જોશે. તે સમયે આ પ્રદેશની આજુબાજુના પ્રદેશમાં ઘણા મહાપુરુષો આવીને નિવાસ કરશે, તેમ જ જે નરેશના તાબામાં આ જમીનનો ભાગ છે તે નરેશના વંશજો પણ આ વિદ્યાઓપ્રતિ બહુમાનની દૃષ્ટિથી જોશે, તેમ તેની સત્તાવાળો સર્વ પ્રદેશ સુખ, શાંતિ, આનંદ વૈભવ વગેરેને સારી રીતે ભોગવશે. તે સમયે આ મંદિરને પ્રકટ કરવામાં કાંઈ પણ હાનિ કે પ્રતિબંધ તમને નહિ આવે. ભવિષ્યમાં તમારે કેવી રીતે વર્તવું તે સંબંધમાં વિશેષ ખુલાસો તમને આ મંદિરના છેક અંદરના ગુપ્ત ભાગમાંથી મળી આવશે. પચાસ વર્ષ પછી જે સમયે તમને આ પ્રમાણેની સ્થિતિ જણાય તે સમયે તમારા આ મંદિરનું સ્વામિત્વ તમારા સઉથી નાના પુત્રને સોંપવું. પચાસ વર્ષપર્યંત તમે આ મંદિરમાં રહેલા ગુપ્ત વિદ્યાઓનાં પુસ્તકોનું અધ્યયન કરશો તેમાં તમને અનેક દૈવી સત્તાઓ સાહાય્ય અર્પશે અને જ્ઞાનનો પ્રકાશ તમારા હૃદયમાં અધિક અધિક તેજસ્વી થતો જશે. પચાસ વર્ષને અંતે તમે જ્ઞાનના અત્યંત ઉચ્ચ શિખરઉપર વિરાજતા હશો અને તમારી ઇચ્છા એમ જ થશે કે આ મંદિરનું સ્વામિત્વ તમારા સર્વથી નાના પુત્રને સોંપવું.'

તે સ્ત્રીએ આટલી વાર્તા કહી, અને કીર્તિસિંહ તથા રમાદેવી પૂર્ણ આશ્ચર્યસાથે તે સાંભળી રહ્યાં. તેઓના અંતઃકરણમાં એવો સવાલ ઉઠયો જ કે પચાસ વર્ષપર્યંત આ મંદિરને ગુપ્ત કેવી રીત રાખી રહેવું, તેમ જ જો પચાસ વર્ષ સુધી તેમનાં આયુષ્ જ ટકે નહિ તો પછી કેમ થાય. આવા અનેક વિચારો તેમના હૃદયમાં સ્ફુરવા લાગ્યા. પરંતુ તેઓ ઉપર જાદુઇ અસર થયેલી હોય તેવી રીતે તેઓ એક પણ શંકાનો ઉચ્ચાર મુખથી કરી શક્યાં નહિ. તેઓ માત્ર એકાગ્રતાથી આ સાંભળી રહ્યાં અને એકી નજરે આશ્ચર્યથી સર્વ જોઈ રહ્યાં.

પેલી અદ્‌ભુત સામર્થ્યને પ્રતીત કરાવનારી સ્ત્રી બોલી, 'ચાલો

હવે આપણે આ મંદિરના મધ્ય ભાગના વિશાળ ઓરડામાં જઈએ. તમારે માટે ભોજનસામગ્રી ત્યાં તૈયાર રાખવામાં આવેલી છે. વળી આ મંદિરની બીજી કેટલીએક વસ્તુઓ તમને સ્વાધીન કરવાની છે તે પણ ત્યાં જ છે.'

તેઓ હવે મંદિરતરફ જવા લાગ્યાં. થોડાંક ડગલાં ચાલ્યા પછી તેઓ મંદિરપાસે આવી પહોંચ્યાં. મંદિરનો આગળનો ભાગ અત્યંત શોભિતો હતો. તેના મોટા મોટા દરવાજાઉપર ઉત્તમ પ્રકારનું કોતરકામ દૃષ્ટિગોચર થતું હતું. એ દરવાજાથી થોડે જ છેટે એક જગાઉપર તે સ્ત્રી ઉભી રહી. એક પગ આગળ અને એક પગ પાછળ એ પ્રમાણે પગ રાખી તે સ્થળે સહજ દબાવવાથી મંદિરના દરવાજા ઉઘડી ગયા. તેઓ અંદર ગયા પછી તે દ્વાર એકદમ બંધ થઈ ગયાં. અંદર ગયા પછી એક વિશાળ ઓરડાવિના બીજું કશું જ આ દંપતીની દૃષ્ટિએ પડયું નહિ. અંદર બીજો ઓરડો અથવા તો બીજો કોઈ માર્ગ પણ તેમને જણાયો નહિ. તેઓ થોડે દૂર ગયાં ત્યાં એક યજ્ઞકુંડજેવું જણાયું. તે યજ્ઞકુંડને પેલી સ્ત્રીએ સ્પર્શ કર્યો કે તત્કાળ તેમાં જીવન આવ્યું હોય તે પ્રમાણે તેના બે વિભાગ છુટા પડયા અને મધ્યમાં એક નિસરણી જોવામાં આવી. એ નિસરણી થોડીક નીચેના ભાગમાં જતી હતી. ત્યાંથી પછી સીધા પહાડની અંદરના ભાગમાં જવાનો રસ્તો હતો. અંદર ઉતરી એ ત્રણે જવા લાગ્યાં. મધ્ય રાત્રિના અંધકારથી પણ વિશેષ અંધકાર અંદર જણાયો. કીર્તિસિંહ અને રમાદેવીને આ સ્ત્રીમાં એટલી બધી શ્રદ્ધા હવે પ્રકટેલી હતી કે તેઓએ આવા અંધકારમય પ્રદેશમાં આગળ ચાલવાને જરા પણ વિલંબ કર્યો નહિ. પોતાના ઉપર અત્યંત મહદ્ ઉપકાર જેણે કરેલો હતો તે સ્ત્રીની પાછળ તેઓ ચાલવા લાગ્યાં. આશરે વિશેક ફુટજેટલું અંતર કાપ્યા પછી એક નિસરણી આવી. આ નિસરણીનો માર્ગ ઉપર જતો હતો. આ નિસરણીઉપર ચઢયા કે તરત જ એક વિશાળ ઓરડો આવ્યો. ઓરડાના મધ્ય ભાગમાં જ બે અત્યંત

તેજસ્વી મણિ સુશોભિત રીતે ગોઠવેલા હતા. તેનો સુંદર પ્રકાશ અંતઃકરણમાં વિલક્ષણ આનંદને ઉત્પન્ન કરતો હતો.

આ ઓરડો પેલા ઓરડાના જેવો સાદો નહોતો. ઘણી જ અદ્દભુત રચનાવડે તેને શણગારવામાં આવેલો હતો. કીર્તિસિંહે પોતાના હૃદયમાં કલ્પનાના ઉંચ્ચતમ પ્રદેશમાં વિહાર કરતી વખતે પણ આવા અદ્દભુત ઓરડાની કદી પણ કલ્પના ભાગ્યે જ કરી હશે. તે ઓરડામાં રહેલાં અનેક શસ્ત્રો, અનેક અલંકારો, અનેક ચિત્રો એવાં તો સુંદર અને અદ્દભુત હતાં કે તેનું વર્ણન કવિની ઉંચામાં ઉંચી કલ્પના પણ પૂરેપૂરૂં કરવાને અસમર્થ છે. જે વસ્તુઓ જગત્‌માં કદી જોવામાં પણ ન આવે તેવી અલૌકિક વસ્તુઓ આ ઓરડામાં સુંદર રીતે ગોઠવવામાં આવેલી હતી. ત્યાં સુવર્ણનો ઉપયોગ પૂર્ણ છુટથી કરવામાં આવેલો દૃષ્ટિગોચર થતો હતો. હીરા, રત્ન, મૌક્તિક જે ચક્રવર્તી નૃપતિઓના કોશાગારમાં પણ કદી જોવામાં ન આવે તેના કરતાં પણ અત્યંત ઉત્કૃષ્ટ પ્રકારનાં જ્યાં ત્યાં જડેલાં જોવામાં આવતાં હતાં. સાક્ષાત્ ઇંદ્રિ, કે વિષ્ણુને ત્યાં પણ જે વસ્તુઓ જાણે કે નહિ હોય તેવા પ્રકારનું ભાન કરાવે તેવી હતી. આ ઓરડાની આવી અદ્દભુત વસ્તુઓ, સુવર્ણ, રત્નાદિ એ સર્વ પોતાની અલૌકિક પ્રભાને વિસ્તારતાં હતાં તે છતાં તે જોનારના અંતઃકરણમાં કોઈ અગમ્ય હેતુને લીધે મોહનો એક અંકુર પણ પ્રકટાવતાં નહોતાં એ અધિક આશ્ચર્યકારક હતું. આ રચના જોનાર કીર્તિસિંહ અને રમાદેવી ઓરડામાં આવ્યા પછી એવી ઉચ્ચ સાત્ત્વિક વૃત્તિનો ઉદય પોતાનામાં અનુભવતાં કે તેમને આ જગત્‌માં ક્ષણિક ગણાતા પદાર્થો પોતાના સ્વામિત્વના છે એ વિચારસરખો પણ સ્ફુર્યો નહિ કે તેના હર્ષથી તેઓ ગાંડાં ઘેલાં થઇ ગયાં નહિ.

આ ઓરડામાં ગયા પછી આ દંપતીના અંતઃકરણઉપર કેવા પ્રકારની અસર થાય છે તે પેલી સ્ત્રીએ ચપળ દૃષ્ટિથી જોઈ લીધું

અને તત્કાળ તે બોલી 'વ્હાલાં બાળકો ! જેણે તમને આ સંપત્તિ આપવાને માટે લાયક ગણેલાં છે તેણે બહુજ દીર્ઘ દૃષ્ટિથી યોગ્ય ગણેલાં જણાય છે. જેમનું અંતઃકરણ આવું ઉચ્ચ છે, જેમનું હૃદય અત્યંત વિશાળ છે, તેઓ એનાં યથાર્થ અધિકારી જ છે !'

આ દંપતીને ત્યાર પછી ઉત્તમ પ્રકારનાં ભોજનપાત્રમાં વિવિધ રસનાં ભોજન તથા અલૌકિક સ્વાદવાળાં ફળ વગેરે આપવામાં આવ્યાં, તે તેઓએ ગ્રહણ કર્યાં. પછી તે સ્ત્રી બોલી 'આ ઓરડામાં જે જે વસ્તુઓ તમે જુઓ છો, તે સર્વ વસ્તુઓને તેઓ હાલ જે પ્રકારે રહેલી છે તે પ્રકારે જ તમારે રહેવા દેવાની છે. માત્ર અંદરના ઓરડામાં જે કંઈ છે તેમાંથી જ તમારે ઉપયોગ કરવાનો છે. તેમ જ પચાસ વર્ષ પછી પણ તમારે તે ઓરડાઓમાંની વસ્તુઓ જ તમારા સર્વેથી નાના પુત્રને સોંપવાની છે. આ સંબંધમાં હવે મારે કંઈ વિશેષ કહેવાનું નથી. તમારે જે કંઇ મને પૂછવું હોય તે તમે ખુશીથી પૂછો.'

'વળી આ જગાના સંબંધે રાજ્યસત્તાતરફથી કોઇ પણ પ્રકારની અડચણ ન થાય તેને માટે પણ આગળથી રાજ્યસત્તાસાથે પાકો બંદોબસ્ત કરવામાં આવેલો છે. આ જગાનું સ્વામિત્વ તમારા પછી તમારા વંશજોના હાથમાં જશે પરંતુ તેઓ પણ આ જગાને કોઈ રીતે વેચી શકશે નહિ. જ્યાં સુધી આ મંદિર હાલની જ સ્થિતિમાં રહેશે ત્યાં સુધી તેનું સ્વામિત્વ તમારા સ્વાધીનમાં છે.'

આટલું કહ્યા પછી તે સ્ત્રી એમને એક બીજા ઓરડામાં લઇ ગઈ. એ ઓરડામાં બે મોટી ત્રીજોરીજેવી પેટીઓ હતી. પેટી કે તીજોરીને સંપૂર્ણ રીતે તે મળતી નહોતી. ઉપરનો દેખાવ આરસપાણના ટેબલજેવો હતો. તેને ઉઘાડવાની યુક્તિ પણ જુદા જ પ્રકારની હતી. તે તેણે આ સ્ત્રીપુરુષને બતાવી. તે ઉઘાડતાં તેની અંદર સુવર્ણની મોટી પુષ્કળ પાટો પડેલી હતી. તે બતાવીને કહ્યું: 'આ

દ્રવ્યનો અનેક પારમાર્થિક કાર્યોમાં તમારી ઇચ્છાનુસાર ઉપયોગ કરવાને તમને પૂર્ણ સ્વતંત્રતા છે. તેમ જ મહાન્ વૈભવી પુરુષોની માફક રહેવાને માટે તમારે માટે ઉપયોગ કરવાને પણ તમને સ્વતંત્રતા જ છે. કેવળ કંગાલ અવસ્થામાં રહેવાની તમારે કશી જ અગત્ય નથી.' આટલું કહી વળી એક બીજી બે કોઠીજેવી સુંદર ધાતુની બરણીઓ હતી તે તેમને બતાવી. તેની અંદર અસંખ્ય હીરા મૌક્તિકાદિ રત્નો ભરેલાં હતાં. આ રત્નાદિની કિંમત આંકી અંકાય તેવી નહોતી. આ બરણીઓ બતાવીને તે સ્ત્રીએ કહ્યું 'તમને તથા તમારા વંશજોને આ મૂલ્યવાન્ વસ્તુઓ અર્પવામાં આવેલી છે. તમારી સ્વેચ્છાનુસાર ઉપયોગ કરતાં કોઇ પણ પ્રકારનો પ્રતિબંધ નથી, પરંતુ મને ખાત્રી જ છે કે તમે કે જેનું અંતઃકરણ આટલું બધું ઉચ્ચ છે તે કોઇ દિવસ તેનો ગેરઉપયોગ કરો તેમ નથી. જનસમૂહના હિતના અર્થે અનેક વિદ્યાલયો કાઢવામાં, અનેક કૃષિઆદિ દેશની ઉન્નતિ કરનાર વ્યાપારોમાં, ગરીબોને અન્નવસ્ત્રથી પોષવામાં, આ દ્રવ્યનો ઉપયોગ તમે કરશો એવી મને પૂર્ણ ખાત્રી છે. ક્રમે ક્રમે આ ભૂમિમાં તમારાં પરોપકારી કાર્યોથી એવી ખ્યાતિને પામશો કે જેથી સર્વત્ર તમારા પ્રતિ સઉના અંતઃકરણમાં પ્રેમભાવ પ્રકટ્યાવિના રહેશે નહિ. સર્વ તમારા પ્રતિ પૂજ્યદૃષ્ટિથી જોશે અને તમે પણ સર્વના અંતઃકરણમાં સુખશાંતિની ધારાઓ વર્ષાવશો. આટલું કહી તે સ્ત્રી થોડીવાર મૌન રહી. પછી તેઓ મધ્ય ઓરડામાં આવ્યાં, અને વળી પાછી તે બોલી:—

'છેક અંદરના ગુપ્ત ઓરડામાં શું શું છે તે આ સમયે તમને જણાશે જ નહિ. તેમાં પ્રવેશ કરવાનો સમય થતાંપર્યંત તમે બંને સુખપૂર્વક આયુષ્યને નિર્ગમન કરશો અને પૌત્રની સાથે તમે એ ગુપ્ત ઓરડામાં પહેલી જ વાર પ્રવેશ કરશો એવું તમને હું જણાવું છું. તમે અવિચલ સુખશાંતિને ભોગવો તથા અન્યને સુખ શાંતિ અર્પો!'

* * * *

કીર્તિસિંહ અને રમા દેવીએ પોતાના જ નગરમાં આવીને એક ઘણું નાનું નહિ અને ઘણું મોટું નહિ એવું .એક સુંદર અને ભવ્ય મંદિર પોતાના નિવાસમાટે બંધાવ્યું છે. તેઓ ઉભય નિરંતર જ્ઞાનની વૃદ્ધિંગત પામતી કળાનો અનુભવ કરતાં કાળને વ્યતીત કરે છે. કેટલાંક પરોપકારનાં કાર્યો ગુપ્તપણે તેઓ કરે છે. કેટલાંક પ્રકટપણે પણ કરે છે. તેમની આજુબાજુના સર્વ પ્રદેશોમાં તેમની પરોપકારી વૃત્તિની તેમ જ તેમનાં ઉચ્ચ દૈવી અંતઃકરણ વગેરેની સ્તુતિ થાય છે. તેઓ થોડે થોડે કાળે નિયમિત રીતે સિદ્ધમંદિરમાં જાય છે. તેમનાં પુત્રપુત્રી આદિને તેમની સાથે ત્યાં લઈ જાય છે અને જે મધ્ય ઓરડામાં તેઓએ ભોજન કર્યું હતું ત્યાં જઇ તેમનાં રૂપલાવણ્ય તથા અનેક સદ્ગુણોથી વિભૂષિત થયેલાં બાળકોસાથે ત્યાં ભોજન કરે છે. પૂર્વનાં સાતવર્ષ સુધી તો ત્યાં તેમને પેલી સ્ત્રી જ ભોજનના પદાર્થો પીરસતી હતી. પરંતુ ત્યાર પછીથી છેલ્લી વખતે તે સ્ત્રીએ જણાવ્યું હતું કે હવે તમે મારાં દર્શન કરવાની ફરીથી આવો ત્યારે આશા રાખશો નહિ. આ ઉપરથી તે દંપતીનાં અંતઃકરણ પ્રેમથી દ્રવીભૂત થયા વિના રહ્યાં નહિ. તેઓએ તે સ્ત્રીને પોતાના સુંદર નિવાસસ્થાનમાં આવવા ઘણો આગ્રહ કર્યો. પરંતુ તેણે જણાવ્યું: 'ઈશ્વરની જ ઇચ્છા એ પ્રકારની નથી. મારે માટે જે ઉચ્ચ સુખો નિર્માણ થયેલાં છે તેનું તમને જ્ઞાન નથી માટે જ તમે મને આ પ્રકારે આગ્રહ કરો છો, પરંતુ હવે હું તમને તે જણાવું છું માટે તમે તે સંબંધમાં નિશ્ચિંત રહો. હવે હું થોડાં જ સમયમાં આ સ્થળનો ત્યાગ કરીને જ્યાં અનંત સુખનો સમુદ્ર રેલી રહ્યો છે એવા અદ્ભુત સુખમય પ્રદેશમાં જઇશ !'

આ પ્રકારની સ્થિતિને પ્રાપ્ત કરનાર સ્ત્રીને છોડીને જવામાં કીર્તિસિંહ તથા રમાદેવીને વિશેષ શોકવશ થવાનું કારણ નહોતું. પ્રેમનાં અશ્રુથી ભીંજાતાં તેઓ તે સમયે તેને છોડીને પોતાને મંદિરે

પાછા આવ્યાં. પુનઃ નિયમિત સમયે જ્યારે તેઓ ત્યાં ગયાં ત્યારે મંદિરમાં કોઈ જ નહોતું. મધ્ય ઓરડાની વચમાં પડેલા એક રત્નાદિથી જડેલા સુંદર સુવર્ણના બાજઠઉપર કેટલાંક પુસ્તકો, કેટલાંક પત્રો, તથા કેટલાંક ખત વગેરે પડેલાં હતાં. એ બધાંના ઉપર એક પત્ર આ બે સ્ત્રી પુરુષને પોતાનાં બાળકોતરીકે સંબોધીને લખેલો હતો. તેમાં તેમનાં પુત્રપુત્રી વગેરેને કેવા પ્રકારે શિક્ષણ આપવું એ વગેરે સંબંધમાં ઉપયોગી હકીકત દર્શાવી હતી. તેમાં જણાવ્યું હતું કે પૂર્વે જણાવેલી પચાસ વર્ષની મુદત પૂરી થતાં પહેલાં દશ વર્ષ અગાઉથી તેમના પ્રથમ પુત્રે એક—ની સુવર્ણની ખાણ ઉઘડાવી, તેમાંથી ઉત્પન્ન થતી આવકમાંથી એક મોટું વિદ્યામંદિર બંધાવવું. તેમાં અનેક સાધન રહિત ગરીબ વિદ્યાર્થીઓને ઉત્તમ પ્રકારની રહેવાની સવડ આપી તેમને ઉત્તમ વિદ્યાઓનું જ્ઞાન આપવું. તથા તે મુદતની એક વર્ષ આગળથી તેમના બીજા પુત્રે અનેક સત્પુરુષોને આવી નિવાસ કરવાને માટે એક પાંથશાળા તૈયાર કરાવવી, અને તેમાં પોતે જ તેમની ઉત્તમ પ્રકારે વ્યવસ્થા રાખવી. તેમની સઉથી નાની પુત્રીને તેમણે—નગરના રાજાના પુત્રની સાથે પરણાવવી. એનો પુત્ર પૂર્વનો કોઈ શાપિત સિદ્ધપુરુષ અવતરશે.

આ પ્રમાણેના પત્રને તેઓએ વાંચ્યો. તે પત્રમાં જણાવેલી ઘણી બાબતો તેમને સમય જતાં ખરી પડતી જણાવા લાગી. તેમને પાંચ પુત્ર તથા ત્રણ પુત્રીઓ થઈ છે. એ દંપતી પૂર્ણ આનંદસાથે ભવિષ્યના સમયની રાહ જોતાં કાળને વ્યતીત કરે છે. નિરંતર ઉચ્ચ લક્ષ્યોમાં વિહાર કરે છે અને કોઇ અવર્ણનીય સુખના વિશાળ પ્રદેશમાં આગળ ને આગળ તેઓ વધ્યે જાય છે.

આ વિનાની બીજી ભવિષ્યવાણી સફળ થવાને હજી વાર છે. સિદ્ધમંદિરના છેક અંદરના ગુપ્ત ઓડરામાં શું રહ્યું છે તે હજી તેમના પૌત્રસાથે તેઓ જ્યારે ત્યાં જશે ત્યારે તેમને જણાશે. પ્રિય વાચક ! તેને હજી બીજાં પચીશ વર્ષની વાર છે. આપણે પણ તે ગુપ્ત ઓર-

ડાની અલૌકિક વસ્તુઓનું જ્ઞાન મેળવવા પચીશ વર્ષ ધૈર્યથી વીતાવવાની જરૂર છે. હાલ તો આપણે અત્યાર સુધીમાં જે જોયું છે તેથી જ સંતોષ માનવાનો છે. પચીસ વર્ષને અંતે કીર્તિસિંહ પોતાના પૌત્ર-સાથે તે ગુપ્ત ઓરડામાં પ્રવેશી આપણને તે ઓરડાનું વર્ણન કરી બતાવશે ત્યારે જ આપણે તે જાણવા સમર્થ થઇશું. પરમાત્મા પચીશ વર્ષના અંતે આપણને તે ગુપ્ત ભેદને જાણવાનો સમય અર્પો એ જ તેમની પાસે યાચના છે. તથાસ્તુ !



# ચમત્કારિક પેટી

શું હું ધારૂં તો એ કન્યા પ્રાપ્ત કરી ન શકું ? શું મનુષ્ય પોતાનું ઈપ્સિત મેળવવા સમર્થ નથી ? કાળા માથાનો માનવી જે ધારે તે કરે એ વાક્યમાં શું કંઈ પણ સત્ય રહેલું નથી ? શું જગતમાં પોતાનું જ ધાર્યું કોઇ પણ કરી શકતું નહિ હોય ? શું પોતે ધારેલું સિદ્ધ કરનાર પુરુષોનાં ઇતિહાસ તથા વાર્તાનાં ચિત્રો કેવળ કલ્પિત–કલ્પનામય અને બીજાથી કદી જ ન સિદ્ધ કરી શકાય તેવાં લક્ષ્યનો ચિતાર આપવાને જ અનેક વિદ્વાનોએ પ્રયત્ન કર્યો છે ? નહિ, નહિ. એ પ્રમાણે કદી હોઈ શકે જ નહિ. અનેક પુરુષોએ **कार्यं साधयामि वा देहं पातयामि**એ નિશ્ચયને વળગી રહીને પોતાનું જ ધાર્યું કર્યું છે એ કેવળ સત્ય છે. એ સત્ય હોવું જ જોઇએ. ત્યારે મારે શું કરવું ? મારે મારા કૃત નિશ્ચયથી ભ્રષ્ટ ન જ થવું. જે રાજકન્યાએ પોતાની પાસેના અમૂલ્ય રત્નના જેવું જ બીજું રત્ન લાવી આપનાર પુરુષસાથે જ પોતાનાં લગ્ન કરવાનો નિશ્ચય કર્યો છે, તે કન્યાના નિશ્ચયને હું પૂર્ણ કરીશ જ. મારી નસોમાં યુવાવસ્થાના જોરથી ઉછળતું લોહી તે કાર્ય સિદ્ધ કરવાના મારા

સામર્થ્યને સૂચવે છે. મારા નિશ્ચયો મારૂં ધારેલું કરવામાં સફલતા અર્પવાના સુચિહ્નનને પ્રકટ કરે છે. મારા અંતરાત્માનો મને વિજય અપાવનાર દિવ્ય સ્વર મારા વિજયનાં ગાન મને આગળથી જ સંભળાવે છે ! બસ, હું મારૂં ધારેલું કાર્ય અવશ્ય સિદ્ધ કરીશ, કરીશ અને **કરીશ જ,** એ પ્રકારના નિશ્ચયને કરતો કરતો હું તે રાત્રિએ એટલે આજથી લગભગ સવાસો વર્ષ પૂર્વે સૂઈ રહ્યો. તે રાત્રિએ મને એક સ્વપ્ન આવ્યું, તેમાં મને કોઇએ એવું કહ્યું કે '**ઈપ્સિતાર્થને અપાવનાર કારણ નિકટમાં જ છે.**' પ્રાતઃકાલે જાગ્રત્ થતાં એ વાક્ય પુનઃ મને કોઈ કહેતું હોય તેમ લાગ્યું, પરંતુ એ વાક્યનો પૂરેપૂરો અર્થ મારા સમજવામાં આવ્યો નહિ. તેમ જ સ્વપ્નમાં જણાયેલી અથવા સાંભળવામાં આવેલી બધી જ વાતો સાચી હોય છે એમ પણ ન લાગવાથી મને એ વાક્યમાં વિશેષ મહત્તા જણાઈ નહિ. મારા વિચારોની ભ્રમણાને લીધે જ એ પ્રકારનું સ્ફુરણ મને થયું હશે એટલું જ અનુમાન મેં તે ઉપરથી કર્યું. તો પણ એ વાક્ય મારા હૃદયપટઉપરથી દૂર થયું નહિ. તેનું સ્મરણ મને વારંવાર થવા લાગ્યું, તે ઉપરથી હું વિશેષ વિચાર કરવા લાગ્યો. મારો ઈપ્સિતાર્થ રાજકન્યા જ હતી. તેને પ્રાપ્ત કરાવનાર કારણ જે રત્ન હતું તે મારી નિકટમાં શી રીતે હોવું સંભવે એ પ્રમાણે તર્ક કરતાં હું પુનઃ તેને ભ્રમણા માની બીજા વિચારમાં જોડાતો. પ્રાતઃકાલે ઉઠયા પછી અન્ય કર્તવ્યો કરવાનાં પણ હું વિસરી ગયો. મારા ગૃહમાં માત્ર હું એકલો જ હતો. માતા, પિતા, ભાઇ, ભગિની, કોઇ જ નહોતું. તેથી કરીને ગૃહકાર્ય સઘળું જ મારે કરવાનું હતું. પરંતુ મારા તરંગોના પ્રવાહમાં હું એટલો દૂર તણાઈ ગયો હતો, કે ત્યાંથી ગૃહપ્રતિ વૃત્તિ ખેંચાઈ આવવી કેવળ અસંભવિત જેવી જ હતી. આવી ને આવી જ અવસ્થામાં લગભગ બપોરના બાર વાગતાનો શુમાર થવા આવ્યો. હું જાણતો નહોતો કે કાલ એ શું છે. મને તો પ્રાતઃકાલ પણ નહોતો જણાતો અને મધ્યાહ્ન કાળ પણ જણાતો નહોતો. એટલામાં જ

બહારથી કોઇએ મારા ઘરનું બારણું જોરથી ખખડાવ્યું. જેમ અર્ધ નિદ્રામાંથી જાગૃત થયેલો મનુષ્ય બેબાકળો બની જઈ આમતેમ જોયા કરે તેવી રીતે મેં થોડી વાર જોયા કર્યું, ત્યારે જ મને જણાયું કે આ તો મધ્યાહ્નનો સમય થવા આવ્યો છે.

બહારથી જોરથી અવાજ આવ્યોઃ રામસિંગ ઠાકોર છો કે?' મેં તરત જ તે અવાજ ઓળખ્યો. મારા ઘરથી થોડે દૂર રહેનાર વિમળશાહ નામના વણિકનો તે સ્વર હતો.

વિમળશાહ ભોળો અને કપટરહિત અંતઃકરણનો હતો. તેનામાં બુદ્ધિ જરા ઓછી હતી; પરંતુ જેને ઓલોદોલો કહે છે. તેવા સ્વભાવનો તે હતો. મારૂં નામ ચંદ્રસિંહ છતાં તે મને રામસિંગ કહીને જ બોલાવતો. ઘણીવાર તે મારી પાસે આવતો જતો. હું તેને કોઈ કોઇ વાર ખીલવતો ત્યારે તે ગમે તેવા ગાંડાઘેલા શબ્દો બોલતો તેથી પારોનાં મનુષ્યો રાજી થતાં. તેના પિતાનું પણ અંતઃકરણ સારૂં હતું. મારા ઉપર તેમનો પ્રેમ હતો અને મને પ્રસંગોપાત્ત મદદ કરવામાં પણ તે ચૂકતા નહિ. મેં જઈ બારણું ઉઘાડ્યું એટલે વિમળશાહ અંદર આવ્યો. પથારીમાંથી ઉઠ્યા પછી દાતણ પણ મેં કરેલું ન હોવાથી હું ઘરમાં જ દાતણ કરવા બેઠો, કારણ કે બીજાઓ મને તે સંબંધમાં પ્રશ્ન કરે તેનાં સમાધાન આપવા કરતાં એ લોકોની દૃષ્ટિએ જ ન ચઢવું એ મને વધારે યોગ્ય જણાયું. આટલો મોડો હું દાતણ કરવા બેઠો તેથી વિમળશાહે તેનું કારણ તો પૂછ્યું. પરંતુ તે ભલા માણસને કહ્યું કે જરા વિચારમાં ને વિચારમાં ભૂલી ગયો, એટલે પત્યું. તેને કંઈ લાંબી ટેચ કરવાની ટેવ નહોતી. હું દાતણ કરતો હતો એટલે વિમળશાહે ઘરમાં આમતેમ ફરવા માંડ્યું. ઘરની કેટલીક અવ્યવસ્થિત સ્થિતિ જોઇને વિમળશાહે કહ્યું ' ઠાકોર ! તમારાં લગ્ન થાય તો સારૂં હોં. આ બધી માથાકુટ તમારે કરવાની મટી જાય. તમે તો ઠાકોર છો ને જો કોઈ કુંવરી મળી જાય તો તમારે લીલા-

લ્હેર હોં ઠાકોર ! પણ પછી ઠાકોર તમે તો અમને ભૂલી જાઓ, નહિ ઠાકોર' !

વિમળશાહના ભોળા અંતઃકરણમાં પ્રકટેલો વિચાર સત્ય ઠરે તો કેવું સારૂં ! મેં તેનો વિચાર તત્કાળ જ મનમાં વધાવી લીધો. એ વિચાર સ્ફુરતાં જ હું મારા નિશ્ચયને બળથી ધારણ કરવા લાગ્યો. અવશ્ય એમ થવું જ જોઇએ. મારૂં ધારેલું કાર્ય સફળ થવું જ જોઇએ. તે રાજકન્યાનો ઈપ્સિતાર્થ સિદ્ધ કરવો એ મારી દૃઢ પ્રતિજ્ઞા છે, અને તેને માટે દશે દિશાએ ભટકી રઝળીને પણ હું તેને પૂર્ણ કરીશ. આકાશ અને પાતાળ ખોળી વળીશ. ગિરિગહ્વરોમાં જઈ અનેક સિદ્ધો, યોગીઓ વગેરેને શોધી કાઢીશ. તેમને પ્રસન્ન કરી તેમની પાસેથી મારી ધારેલી વસ્તુ મેળવવાના વરદાનને મેળવીશ. તેમની પાસેથી તે રત્ન તેઓ આપશે, તો તે રીતે મેળવીશ. પરંતુ જે ધાર્યું છે, તે હું મેળવ્યાવિના કદી રહેવાનો નથી, એ મારો દૃઢ નિશ્ચય છે. તેમ કરતાં છેવટે મૃત્યુ આવે તો ભલે, હું મારા નિશ્ચયથી ચળવાનો નથી. અને નિશ્ચયથી નહિ ચળનારાઓને મૃત્યુ પણ આવતું નથી ! તેઓ મૃત્યુને પણ પોતાનો ઈપ્સિતાર્થ સિદ્ધ થતાં સુધી દૂર રાખવા સમર્થ છે ! આ પ્રકારે નિશ્ચયને કરતાં હું દાતણ વગેરેથી પરવાર્યો. ગૃહનું સામાન્ય કામકાજ કર્યું. વચમાં વિમળશાહની સાથે આડીઅવળી વાર્તા કરતો, પરંતુ તે નહિ જેવી જ. મારૂં ચિત્ત મારા ઈપ્સિત વિષયમાં કેવળ એકાગ્ર થઇ ગયું હતું. કયે માર્ગે તે વિષય સિદ્ધ કરવો એના જ વિચારો એક પછી એક સ્ફુરતા. આમ કરતાં હું સ્નાનાદિક કાર્યથી પરવારવાને માટે નદીઉપર જવાને માટે તૈયાર થયો. ઘેર બધી જ વ્યવસ્થા જાતે કરવાની હોવાથી નદીઉપર જવાનો રીવાજ મેં રાખ્યો હતો. વિમળશાહને રજા આપી મારા પ્રાપ્ત વિચારોની ધૂનમાં ને ધૂનમાં હું એકાએક નદીના તટઉપર આવી પહોંચ્યો.

ખરો મધ્યાહ્નનો સમય હોવાથી નદીઉપર કોઇ મનુષ્ય હતું નહિ. હું એકલો જ તે સ્થળે હતો. આવા નિર્જન શાંત સ્થળમાં મારા

વિચારની ધારા એક સરખી વહેવા લાગી. મારી ભવિષ્યમાં થનારી સ્થિતિનું આબેહુબ ચિત્ર હું દૃષ્ટિસમીપ તાદૃશ જોવા લાગ્યો. કેટલોક સમય તો હું તે જ સ્થિતિમાં ખરેખર છું એવા જ ભાનમાં વહી જતો. વળી હું આજુબાજુના કોઇ કારણથી મારી સ્વપ્નસૃષ્ટિમાંથી જાગૃત થઈ જતો. આવી વખતે, અહા ! આ એકાંત સ્થળમાં મારા હૃદયની સાચી લાગણીથી દયાર્દ્ર થઈ કોઇ દેવતા ઉતરી આવી મારો ઈપ્સિતાર્થ આપે તો કેવું સારૂં! કોઈ સિદ્ધ પુરુષ આ અરણ્યમાંથી એકાએક દર્શન દઇ મારો ઈપ્સિતાર્થ સફલ થાઓ, એવું વરદાન આપે તો કેવું સારૂ ! આવા આવા વિચારો આવતા. આવા અનેક તરંગોને વશ થતો હું નદીતટે શા માટે આવ્યો છું તે પણ વિસરી જઈ ત્યાં જ બેશી રહ્યો હતો. એવામાં એક વૃદ્ધ બ્રાહ્મણ ત્યાં આગળ આવી પહોંચ્યો. મારા ચિત્તને એક જ વિષયમાં લાગેલું જોઈ તે મારી પાસે આવી થોડી વાર ઉભો રહ્યો. કેટલીક વાર ઉભા રહ્યા પછી તેને જણાયું કે હું કોઈ વિષયમાં તલ્લીન થઇ ગયો છું, અને તેથી કરીને તેની પાસે કોણ ઉભું છે, એ પણ હું જાણતો નથી એમ જાણીને તેણે મને બોલાવ્યો અને મને કહ્યું કે હું કેટલોક વખત થયાં તમારી પાસે ઉભો છું, છતાં તમે મને જોઇ શક્યા નહિ, એ ઉપરથી જણાય છે કે તમારૂં ચિત્ત કોઈ વિષયમાં બહુ જ ઉંડુ ઉતરી ગયેલું છે. હું બોલ્યોઃ 'હા, તેમ જ છે.' તેની સાથે વાતો કરવાથી શો અર્થ સરે તેમ છે, એમ સમજી હું આગળ કશું જ બોલ્યા વિના મૌન ધરી પુનઃ મારા ઈપ્સિતાર્થમાં વૃત્તિને તલ્લીન કરી સ્થિર થયો.

મને આ પ્રમાણે પુનઃ મૌન ધરી રહેલો જોવા છતાં તે વૃદ્ધ પુરુષ ત્યાંથી ચાલ્યો ગયો નહિ. તેણે થોડી એક ક્ષણો મારા મુખ સામું તાકીને જોયું અને પુનઃ મને કહ્યું " ભાઈ ! તમારૂં ચિત્ત આટલું બધું શામાં ગુંથાઈ ગયું છે. તે મને કહેશો ? " હું સમજ્યો, વગર કારણનો આ બ્રાહ્મણ મારો જીવ લેવા અત્યારે આવ્યો છે માટે

જરાક ચીડાઇને હું બોલ્યોઃ 'તેનું તમારે શું કામ છે? તમે તમારે માર્ગે ચાલ્યા જાઓ.' પરિપકવ મતિના વૃદ્ધને જણાયું કે પોતાના ઈપ્સિત વિષયમાં વ્યવધાન પડતું જણાવાથી આ તરુણ આ પ્રમાણે બોલે છે, તેથી તેની અવસ્થાતરફ દષ્ટિ કરતાં મારે તેના પ્રતિ ક્રોધ કરવાની અગત્ય નથી. શાંતિથી તે બ્રાહ્મણે કહ્યું: 'ઠીક ભાઇ, તમારી ઇચ્છા હોય તો હું ચાલ્યો જાઉં છું; પરંતુ તમે મારી સાથે થોડી વાર વાત કરી હોત તો તમને જણાત કે જે કન્યામાટે તમારૂં ચિત્ત તલસી રહ્યું છે, તે કન્યાને પ્રાપ્ત કરાવવામાં હું તમને કંઇક મદદરૂપ થાત, પણ તમારી એવી જ ઇચ્છા છે તો હું હવે જાઉં છું!'

કન્યામાટે મારૂં ચિત્ત તલસે છે, એ વાર્તા આ વૃદ્ધ શી રીતે જાણે? મને એકાએક આશ્ચર્ય થયું. મેં મારો વિચાર હજી સુધી કોઇના આગળ પ્રકટ કર્યો નથી તો પછી આ વૃદ્ધ બ્રાહ્મણે તે કેવી રીતે જાણ્યું? પરંતુ વૃદ્ધ તો હવે ચાલવા માંડ્યું હતું. મારે હવે તેમને કરગરી કરીને પણ તેમની સાહાય્ય યાચવાની જરૂર હતી. મારા અંતઃકરણની વાર્તા જાણનાર પુરુષ મને માર્ગ બતાવવા સમર્થ હોવા જ જોઇએ, એમ જાણી હું તત્કાળ ઉઠીને તેમની પાસે ગયો. તેમના સન્મુખ જઇ બે હાથ જોડી તેમની ક્ષમા યાચી. પછી તેમને પૂછ્યું: "આપે મારા મનની વાર્તા કેવી રીતે જાણી તે કહેવા કૃપા કરશો? જે વાર્તા મેં અદ્યાપિપર્યન્ત કોઇના આગળ પ્રકટ કરી નથી, તે વાર્તા આપના જાણવામાં આવી એ જોઈ મને મહદ્ આશ્ચર્યનું ભાન થયું છે. આપના પ્રતિ મેં જે અવિનય બતાવ્યો છે તે માત્ર પ્રેમના આવેશમાંજ દર્શાવ્યો છે. આપ તે પ્રતિ અલક્ષ કરી મારા ઉપર અનુગ્રહ દર્શાવશો." આ પ્રમાણે કહેતાંજ તે વૃદ્ધ પુરુષે કહ્યું: 'હું ભૂત, ભવિષ્ય તથા વર્તમાનને જાણું છું. જ્યોતિઃશાસ્ત્રનો અભ્યાસ મેં એક સમર્થ પુરુષપાસે કરેલો છે. બીજાઓના મનની વાર્તા જાણવાની વિદ્યા પણ મારા ગુરુશ્રીએ મને બતાવી છે. હું જ્યાં ત્યાં ફરતો નથી. ક્વચિત્ આ નદીતટે એકાંત સમયે આવું છું. આજે આ

સ્થળે આવતાં તમને જોતાં તમારી તરફ વૃત્તિનું સ્વાભાવિક આકર્ષણ થવાથી હું તમારી પાસે આવ્યો. ત્યાર પછી શું થયું તે તમે જાણો છો.

આટલું બોલી રહ્યા પછી તે વૃદ્ધ પુરુષને મેં કહ્યું કે હવે આપ કૃપા કરીને કહેશો કે આપ મને મારા ઈપ્સિતાર્થની સિદ્ધિમાં કેવી રીતે સહાયભૂત થઇ શકશો? વૃદ્ધ પુરુષે કહ્યું '**ઈપ્સિતાર્થને સિદ્ધ કરાવનાર કારણ તમારી નિકટમાં જ છે.**' હું માત્ર તે કારણને પ્રકાશમાં લાવવામાં કિંચિત્ સહાયભૂત થઇશ. પુનઃ સ્વપ્નમાં શ્રવણ-ગોચર થયેલા શબ્દો કંઇક ફેરફારસાથે શ્રવણે પડતાં જ સ્વપ્નની વાર્તા-સાથે આ સંબંધ મળતો આવતો જણાયો. તે નિકટવર્તી કારણ કયું હશે એ સ્વાભાવિક પ્રશ્ન અંતઃકરણમાં ઉઠ્યો. તે કારણ જાણવા માટે પુનઃ પ્રશ્ન કરવાની ઇચ્છા થતાં જ તે પુરુષને પૂછવા જતો હતો એટલામાં જ તેમણે કહ્યું, 'આજે તો મારે અવકાશનો સમય નથી. આવતી કાલે આ સમયે આ સ્થળેજ મને મળજો,' આમ બોલી તેમણે ચાલવા માંડ્યું. તે એવા પ્રતાપમય શબ્દો ઉચ્ચર્યા કે આગળ બોલવાને મારી જીભ ઉપડીજ નહિ. પરંતુ હવે મારા ઈપ્સિતાર્થને સિદ્ધ થવાનાં ચિહ્નો પ્રકટતાં અનુભવવા લાગ્યો. મારૂં કલ્પનામય જીવન પ્રત્યક્ષ અનુભવવાનાં સુચિહ્નથી હું વધારે આનંદથી તથા ઉત્સાહથી મારી મનોરથસૃષ્ટિને પ્રત્યક્ષવત્ જોવા લાગ્યો. તે સૃષ્ટિ સાચી ઠરવા વિષેનો પૂર્ણ સંભવ મને જણાવા લાગ્યો. શ્રદ્ધાની જ્યોતિવડે મારૂં અંતઃકરણ પ્રકાશવા લાગ્યું. પરંતુ કાલ ક્યારે પડે એ પ્રકારનું અધૈર્ય પ્રસંગોપાત્ત પ્રકટતું. છતાં ઈપ્સિત વસ્તુની પ્રાપ્તિના આનંદમય વિચારોમાં રમણ કરતાં કાળ લાંબો જણાયો નહિ.

બીજે દિવસે હું મધ્યાહ્નપહેલાં જ નદીતટઉપર ગયો. વહેલો વહેલો સ્નાનાદિકથી પરવારી તે પુરુષની રાહ જોતો હું તટઉપર જ બેઠો. ચાતક વર્ષાની રાહ જોતું ઉંચું ડોકું કરીને બેસી રહે તે પ્રમાણે હું ઘણીવાર બેઠો. ઘડીમાં આ દિશામાંથી આવતાં પગલાંના ભણકાર

વાગતા તો ઘડીમાં બીજી દિશામાંથી પગલાંના ભણકારા વાગતા. વારંવાર આમ તેમ આતુરતાથી જોયા કરતાં છતાં કોઈજ જણાતું નહિ. નિરાશ થઇ વળી હું મારા ઈપ્સિતાર્થમાં જોડાઈ જતો. પરંતુ વારંવાર તેમાંથી પાછો વળી તે પુરુષની આતુરતાથી આવવાની રાહ જોતો. શું એ પુરુષ મને છેતરી ગયા હશે? શું મારા વિચારોની ધૂનમાં હું તે કન્યાને પ્રાપ્ત કરવાના નિશ્ચયને બડબડી ગયો હોઉં અને તે સાંભળીને પછીથી તે પુરુષે મારા મનની વાત જાણી લેવાના સામર્થ્યનો ડોળમાત્ર તો નહિ કર્યો હોય? પણ તેવો ડોળ કરવાથી મારી પાસેથી તેમને શો લાભ મેળવવાનો હતો તે આવું ડોળ કરે? તે કેવળ નિઃસ્વાર્થ વૃત્તિવાળા જણાય છે. આ પ્રકારના પ્રસંગે વિચારો સ્ફુરતા હતા. એટલામાંજ થોડે દૂરથી આવતા તે પુરુષને મેં જોયા. હું તત્કાળ ઉભો થયો, અને વિનયથી તેમને નમન કર્યું. પ્રસન્ન મુખથી તેમણે તરતજ મારા સામું જોઇને કહ્યું. 'ચાલો, સામે કિનારે દૂરના વૃક્ષની છાયામાં આપણે બેસીએ.' પછી અમે બન્ને નદી ઉતરીને સામે કિનારે ગયા. ત્યાં એક એકાંત વૃક્ષનીચે અમે બેઠા. પછી તે વૃદ્ધ પુરુષે મને આ પ્રમાણે કહેવા માંડ્યું.

'તમારી માતાના પિતા અને તેમના દાદા રાજ્યગાદીઉપર હતા. માંહોમાંહેના કલહમાં તેમને તે ગાદી છોડવાનો વખત આવ્યો. તે ગાદી છોડીને નાશી ગયા પછી કેટલેક વર્ષે તેઓ એકાએક આ સ્થાનમાં આવ્યા. તે વખતે તેમની સાથે માત્ર એક ત્રણ વર્ષના બાળકને સાથે લેતા આવ્યા, અને તમે હાલમાં રહો છો, તે ઘર બંધાવી ત્યાં રહ્યા. તે છોકરો તેમનો પોતાનોજ છે, એમ તેમણે લોકોમાં જાહેર કર્યું હતું, અને તેની માતા મરી ગઈ છે એવું સર્વને તે કહેતા. પાછા આવીને આ સ્થળમાં નિવાસ કર્યા પછી તેઓ જનસમાજમાં વિશેષ ભળતા નહિ, પરંતુ એકાંતમાંજ પોતાનું જીવન ગાળતા અને તે બાળકને અતિ પ્રેમથી ઉછેરતા હતા. તેઓ પોતાનો નિર્વાહ વગેરે કેવી રીતે ચલાવતા તે કોઇના જાણવામાં આવતું નહિ.

તેઓ પોતાની પાસે એક નાની સરખી લોખંડની પેટી રાખતા હતા. આ પેટી તે પોતાના પદભ્રષ્ટ થયા પછીના પ્રવાસમાંથી લેઈ આવ્યા હતા, અને તેને બહુજ સંભાળથી પાસે ને પાસે જ રાખતા હતા. તે પેટીની તે એટલી બધી સંભાળ અને ચોકસી રાખતા કે કોઇ પણ માણસને તે પેટીમાં શું ભર્યું હશે, તે જાણવાની આતુરતા પ્રકટયા વિના રહેતી નહિ. ઘણી વાર પ્રવાસમાં પણ તે પેટી પોતાની પાસે જીવની માફક જાળવીને રાખતા. આ પેટીને માટે લોકોમાં ઘણા તર્કો ફેલાયા હતા. કેટલાએક તેમાં લોઢાનું સુવર્ણ બનાવવાની ઔષધિઓ હશે, એમ અનુમાન કરતા, તો કેટલાક તેમાં હીરારત્નાદિક હશે એમ પણ અનુમાન કરતા. કેટલાક એમ પણ અનુમાન કરતા કે પોતાની પ્રિયતમાના અવયવો સુરક્ષિત રીતે તેમણે રાખી મૂક્યા હશે, કારણ કે તેમનો પ્રેમ તેના પ્રતિ અથાગ હતો. તેમ જ તેમનાં સ્ત્રીનો પણ શુદ્ધ નિર્મળ પ્રેમ તેમના પ્રતિનો અપ્રતિમ હતો. આ પ્રકારની અનેક અફવાઓમાંથી કોઇ, ક્વચિત્ જ્યારે તેઓ કોઇ મનુષ્યને મળતા ત્યારે તેમના સાંભળવામાં આવતી. તેઓ માત્ર કંઇક પ્રસન્નતાથી તથા કંઇક ખેદથી આ વાર્તાને સાંભળી રહેતા અને કંઇ પણ ઉત્તર આપતા ન હતા. આ પેટી હજી તમારા જ ઘરમાં સુરક્ષિત રીતે રહેલી છે. તમારા ઈપ્સિતાર્થને કદાચ તે અપાવનાર હશે. આ સંબંધમાં હું તમને વિશેષ કહીશ નહિ. તમે અહિંથી ઘેર જાઓ. તમારા પાછલા માળથી જે ભોંયરાનો માર્ગ છે તે માર્ગથી ઉતરતાં ઈશાન ખુણામાં તમને એક પોટલી બાંધેલી મળશે. તે છોડી તેમાંના કાગળો વગેરે જોજો. તમારો માર્ગ તેમાંથી વધારે સ્પષ્ટ થશે.

તે પુરુષને નમન કરી તેમનું આશિર્વચન લઇને હું ઉતાવળો ઉતાવળો ઘેર આવ્યો. ઘેર આવ્યા પછી બીજાં કામોને છોડીને હું પાછલા માળઉપર એકદમ ગયો. ઘરનાં બારણાં વગેરે બંધ કરી ત્વરાથી મારી જિજ્ઞાસા પૂર્ણ કરવાને હું ઉપર ગયો અને તે ઉપરના ઓરડામાં જ્યાં ભોંયરાનો માર્ગ હતો તે મેં ઉઘાડવા માટે તપાસ

કરી તો તેના ઉપર મોટું મજબૂત તાળુ મારેલું મારા જોવામાં આવ્યું. હવે ધૈર્યથી તે તાળુ ઉઘાડવા કુંચીને શોધવા વિના બીજો ઉપાય જ રહ્યો નહોતો. હું ઘેર આવ્યો ત્યારે ધારતો હતો કે જે હશે તે હવે એક કલાકમાં સ્પષ્ટ થશે. ભોંયરામાંની છાજલી ઉપરની પોટલીમાંથી કાગળો નીકળે છે કે કેમ, નીકળે છે તો તેમાં શું લખ્યું હશે, લોખંડની ચમત્કારિક પેટીમાં જેવું રત્ન તે રાજકન્યાપાસે હતું તેવું જ બીજું રત્ન સાચવી રાખેલું હશે કે શું, એ બધા વિચારો ઘેર આવતા સુધીમાં મને સ્ફુરી ગયા હતા. ઘેર આવ્યા પછી તો હવે થોડા જ સમયમાં સર્વ વાર્તા સ્પષ્ટ થશે જ, એવા વિચારમાં ઘેર આવી ભોંયરામાં પ્રવેશવાનો પ્રયત્ન કરતાં સુધી મારો સમય ત્વરાથી વહી ગયો, પરંતુ જ્યારે ભોંયરામાં પ્રવેશવાનો આરંભ કરતાં તેના ઉપર તાળુ મારેલું જોવામાં આવ્યું, ત્યારે તો મારી ગભરામણનો પાર રહ્યો નહિ. અધૈર્યનો ખરેખરો અનુભવ તે કાળે મને થવા લાગ્યો. કુંચી ક્યાં શોધવી એ જ થોડીવાર સુધી તો મને સમજાયું નહિ. થોડી વારે મને જણાયું કે આવા ઉંચા જીવે કુંચીને શોધવાથી બમણી વાર લાગશે, તેથી જરા શાંત રહી કુંચી કયે સ્થળે હશે તેનો વિચાર કરવા લાગ્યો. કોઇ વખત પણ ભોંયરૂં ઉઘાડવાનો પ્રસંગ ન આવવાથી તેમ જ લોકોમાં ઉડતી વાર્તા એવી સાંભળવામાં આવેલી કે ભોંયરામાં તો કાળા નાગ રહે છે અને ભોંયરામાં પ્રવેશ કરનારને તે ડસ્યાવિના રહેતા જ નથી, તેથી કરીને તે ઉઘાડવાની પણ વૃત્તિ કદી ન થવાથી, તે ભોંયરાને તાળું છે તો તેની કુંચી કયાં પડી હશે, તેનો આજ સુધી કદી વિચાર પણ કર્યો નહોતો. પરંતુ હવે તે કુંચી આજ ને આ જ શોધી કાઢવા માટે મેં નિશ્ચય કર્યો અને કદાચ કુંચી ન મળે તો તાળું તોડીને પણ ભોંયરામાં ઉતરવાનો દઢ સંકલ્પ કર્યો. તાળું તોડવાનો પ્રયત્ન કરવાથી ધબકારાના અવાજથી આજુબાજુનાં પાડોશીઓ કદાચ પૂછવા આવે એમ જાણી બનતાં સુધી કુંચી ખોળી કાઢવાનો જ મેં પ્રયત્ન કરવા માંડ્યો.

લગભગ સંધ્યા કાળનો સમય થવા આવ્યો તોપણ કુંચીનો પત્તો લાગ્યો નહિ. હવે શું કરવું તે સંબંધમાં મને બહુ જ મુંઝવણ થવા માંડી. તાળું પણ એવું વિલક્ષણ પ્રકારનું હતું કે બીજા કોઇની કુંચી માગી લાવવાથી પણ તે ઉઘડે તેમ નહોતું. કારીગરને બોલાવરાવી ભોંયરૂં ઉઘડાવી શકાય તેમ નહોતું. લોકમાં પ્રચલિત અફવાને લીધે ભોંયરાને ઉઘાડવા કોઇ પણ જાણીતો માણસ તો ભાગ્યે જ આવે તેમ લાગ્યું. આખું ઘર શોધી વળ્યો હતો. કોઈ પણ જગા શોધવાની બાકી નહોતી. જે ઓરડામાં તે ભોંયરૂ હતું તે ઓરડામાં એક સંચ હતો તે માત્ર જોવાનો બાકી રહી ગયો હતો એમ મને યાદ આવ્યું. હવે માત્ર આ સ્થાન જ જોવાનું બાકી રહ્યું છે અને એ કુંચી ત્યાં અવશ્ય હશે એમ અનુમાન થવાથી મારા અંતઃકરણમાં આનંદ પ્રકટવા લાગ્યો. હું વહેલો વહેલો ત્યાં ગયો. બહુ જ બારીકીથી તે સંચ તપાસ્યો, પરંતુ મારી આશાનો છેલ્લો તંતુ પણ તુટી ગયો. તેમાંથી પણ કુંચી ન નીકળવાથી હું નિરાશ થઇને બેઠો.

પરંતુ આમ નિરાશ થઈ બેશી રહેવાથી મારો મનોરથ સિદ્ધ કોઈ કાળે પણ થવાનો નથી એમ હું સારી રીતે સમજતો હતો તેથી પુનઃ વધારે સાવધાનતાથી બધી જ જગાએ શોધ કરવા માટે ઉઠયો. પરમાત્માની અંતઃકરણપૂર્વક સ્તુતિ કરી તેમની સાહાય્ય યાચી હું પ્રયત્ન કરવા લાગ્યો. નીચેના એક ઓરડામાં એક જૂની મોટી તરવાર ટાંગેલી હતી, તે પ્રતિ મારી દૃષ્ટિ ગઈ. તે તરવારને ત્યાંથી ઉપાડી અને તેની મૂઠ તેના મ્યાનમાંથી ખેંચી, તે તરવાર કેવી રહી છે તે જોવા સ્વભાવિક વૃત્તિ થઈ આવી. જેવી મેં તરવારની મૂઠ ખેંચી કે તરત જ મ્યાનમાંથી તરવાર નીકળવાને બદલે એક લાંબી લોખંડની કુંચી નીકળી. તેનો આગલો ભાગ તરવારની મૂઠનો હતો. પાછલો ભાગ મ્યાનમાં બેસે તેવો બનાવી કુંચીઉપર અમસ્તો જ ચઢાવી રાખેલો હતો. વચમાંથી ઉપરના ભોંયરાને બેસતી આવે તેવા પ્રકારની કુંચીનો તેનો આકાર હતો. મારા આનંદનો હવે પાર રહ્યો નહિ.

રાત્રિનો આરંભ થઈ ચુકયો હતો. દીપક પ્રકટાવી તેને સાથે રાખી હું ભોંયરૂં ઉઘાડવા પાછો ઉપર ગયો. તે તાળામાં પેલી ચાવી બરોબર બંધ બેસતી આવી ગઇ. ભોંયરૂં ઉઘાડતાં હૃદય ભયથી ધડકવા લાગ્યું. કાળા નાગની વિષમય જ્વાળાઓ મારા પ્રાણને એકદમ તો હરી નહિ લે, એવો ભય હૃદયને કંપાવી નાંખવા લાગ્યો. રાત્રિના અંધકારવાળા સમયે એકલો હું આવા પ્રસંગમાં શું કરી શકીશ એવો વિચાર સ્ફુરતાં મારાં ગાત્રો ઢીલાં થઇ જવા લાગ્યાં. તોપણ મારા કરેલા નિશ્ચયથી કોઇ પણ રીતે મારે ડગવું નથી એ મારો દૃઢ નિશ્ચય હોવાથી તેમ જ પેલા પુરુષના વચનોમાં મને વિશ્વાસ હોવાથી હું મારૂં કામ આગળ ચલાવવા લાગ્યો. આખરે મેં ભોંયરૂં ઉઘાડયું. ઘણા સમયના બંધ ભોંયરામાં મેં એકાએક પ્રવેશ કરવો ઉચિત ધાર્યો નહિ. થોડી વાર તેનું દ્વાર ઉઘાડું રહેવા દઇ હું બહાર જ બેઠો. આવા રાત્રિના શાંત સમયે એકલા આ ભોયરામાં ઉતરવું એ સામાન્ય વાર્તા ન હતી. અને તોપણ જે મહાન્ ફળની આશાએ મારા અંતરમાં વાસ કર્યો હતો, તે આશા મારી પાસે એ સમયે ગમે તેવું ભયંકર કામ કરાવતાં અટકે તેમ જરા પણ હતું નહિ. હું કેટલીક વાર ચારે તરફ સાવધાનતાથી દૃષ્ટિને ફેંકતો, ક્ષણમાં ભય પામતો અને ક્ષણમાં નિશ્ચયવડે નિર્ભયતાને ધારણ કરતો, અંદર ઉતરવા લાગ્યો. ભયંકર કાળા સર્પોમાંનું કંઇ જ જ્યારે મારી દૃષ્ટિએ પડયું નહિ ત્યારે મારૂં મન કંઇક સ્વસ્થતાને પામ્યું. ભોંયરામાં ઉતરી તત્કાળ કોઈ પણ ભયનું કારણ નથી એમ ખાત્રી કર્યા પછી મેં ઇશાન ખુણામાં દૃષ્ટિ કરી તો એક નાની સરખી કાગળોની પેટી પડેલી હતી. સાવધાનતાથી તેને છોડી તો ઉપર જ એક મોટો કાગળ મારા જોવામાં આવ્યો. તેમાં આ પ્રમાણે લખ્યું હતું.

"આ લેખથી હું—જણાવું છું કે મેં અત્યંત સંભાળથી જાળવી રાખેલી લોખંડની પેટી મારા વારસોએ મારી પ્રપૌત્રી (પૌત્રની પુત્રી)ના પુત્રવિના કોઇએ ઉઘાડવા કદી પણ પ્રયત્ન કરવો નહિ. આ ભોંય-

રામાં તે જેમ છે તેમની તેમ જ તેને રાખી મૂકવી. જે કોઇ ઉઘાડવા પ્રયત્ન કરશે તેને મહાન્ વિપત્તિઓ આવી પડશે, અનેક હૃદયને ભેદી નાંખનાર કષ્ટકારક પ્રસંગોમાંથી તેને પસાર થવું પડશે, અને છેવટે તે પેટીમાંથી કોઇપિણ પ્રકારે પોતાનો અર્થ સિદ્ધ કર્યા વિના પોતાના પ્રાણનો ત્યાગ કરવો પડશે. કદાચ આવા ભયંકર પ્રસંગો અને હૃદયને ભેદી નાંખનાર પ્રસંગોનો અનુભવ કરવો પડે તો ભલે, પરંતુ તેમાં શો એવો ગુપ્ત મર્મ રહેલો છે એ જાણવું જ જોઇએ, એમ આગ્રહ ધરી તેને ઉઘાડવાનો પ્રયત્ન આરંભે તેને હું આણ દઉં છું. તેવો પ્રયત્ન આરંભનારને અનેક બ્રહ્મહત્યા તથા ગોહત્યાનું પાતક છે એમ હું જણાવું છું. આવો પ્રયત્ન કરનાર મારા વંશજો નથી એમ હું માનીશ. માટે મેં ઉપર જણાવ્યું છે તેના વિના કોઇએ કદી પણ આ પેટી ઉઘાડવાનો પ્રયત્ન કરવો નહિ. આ પેટી આ ભોંયરાના મધ્ય ભાગમાં પાટડીની નીચેના ચોરસ ખાડા ઉપરની ઈંટો કાઢી ત્યાં ગોઠવી રાખી છે. મારા જે વારસોને તે પેટી ઉઘાડવાનો મેં હક આપ્યો છે તે વારસને જ્યારે પેટી ઉઘાડવાનો સમય આવે ત્યારે તેણે ત્યાંથી એ પેટીને પ્રથમ કાઢવી. તે પેટીને બે કુંચીઓ લગાડવાની છે. પેટી ઉપર એક (૧) અને શૂન્ય (૦) એ પ્રકારનાં બે ચિહ્નો છે. પ્રથમ શૂન્યવાળા ચિહ્નના સ્થાનને ઉઘાડવું. ત્યાર પછી એકવાળું દ્વાર ઉઘાડવું. આ પ્રમાણે ઉઘાડવામાં જરા પણ ભૂલ કરવી નહિ. જ્યાં સુધી શૂન્યના ચિહ્નવાળું દ્વાર ઉઘડ્યું નથી ત્યાં સુધી બીજા દ્વારમાં કુંચી પણ ભૂલે ચૂકે બેસાડવી નહિ. બંને સ્થાનની કુંચીઓ પેટીના ઉપર જ ગોઠવીને મૂકવામાં આવેલી છે. આ પેટી ઉઘાડનાર મારા કુટુંબનો વારસ રાજા થશે. તેને ક્યારે ઉઘાડવાનો સમય આવે છે તે તેને પોતાને જ સમજાશે. આ પેટીમાંથી શું નીકળશે તે હું જણાવતો નથી. પરંતુ તેમાં જે વસ્તુ રહેલી છે તેનો ઉપયોગ કરતા પહેલાં એ પેટીમાં જ એક પરબીડીયું બીડેલું છે તે ઉઘાડી વાંચી જોવુ. તેમાં જે વિધિ જણાવવામાં આવ્યો હોય તે

વિધિને અનુસરીને જ તેમાંની વસ્તુનો ઉપયોગ કરવો. આ પરબીડીયું પણ પેટીના ઢાંકણાની તળે જ સઉથીં ઉપર જ ગોઠવેલુ છે. પરમાત્માની કૃપાથી મારા સવ વંશજો આ પેટીને ભૂલે ચુકે પણ અડવાથી જે મહાન્ વિપત્તિમાં આવી પડે તે વિપત્તિમાંથી તેમનું રક્ષણ થાઓ એ જ હું તે પરમાત્માપાસે યાચું છું તથા મારા તે વારસને ઇશ્વર નિર્ભયતાથી તેનું ઈપ્સિત અપાવી ગાદીનશીન કરો તથા તે ગાદીનશીન પોતાની સાતે પેઢીનો અંતમાં ઉદ્ધાર કરો એવું તે જ પરમાત્માપાસે અતિ દીનપણે યાચું છું. ”

કંઈક ભયથી, કંઇક આનંદથી આ પ્રમાણેની હકીકત વાંચી, થોડીવાર હું સ્તબ્ધસરખો થઇ રહ્યો. પેટીમાં રત્ન જ છે કે કેમ એ મારી ખાતરી થઇ નહિ. આટલે સુધી મારો પ્રયત્ન સફળ થતો આવ્યો છે, ભવિષ્યમાં તે સંપૂર્ણ સફળ થવાનાં સર્વ ચિહ્નનો પ્રતીત થાય છે, માટે હવે મારે આ કાર્યમાં વિલંબ કરવો ઉચિત નથી. એમ સમજી હું તરત જ પાટડીની નીચેના ભાગઆગળ ગયો. વચમાંના ચોરસ ભાગની ઈંટો કાંઢી નાંખી અને અંદર જોતાં તે પેટી જણાઈ. પેટી ઉપર બે કુંચીઓ હતી. મારી પાસે દીપકનો પ્રકાશ રાખેલો હતો તે દીપકવડે અંદરના ભાગમાં જોઇ કોઇ જીવજંતુ નથી એમ ખાતરી કર્યા પછી તે પેટી મેં બહાર કાઢી. પરમાત્માના મંગલ નામના ઉચ્ચારપૂર્વક પણ ધડકતા હૃદયે હવે તે પેટી ઉઘાડવાનો પ્રયત્ન મેં કર્યો. શૂન્યની નિશાનીવાળા સ્થાનને કુંચી બેસાડી ધીમે રહીને મેં ફેરવી કે તરત જ એક જીવતા પ્રાણિએ ઉંડો નિઃશ્વાસ મૂકયો હોય તેવો સ્વર મારા કાને પડ્યો. આ સ્વર પેટીમાંથી જ આવતો હોય એમ જણાયું અને તેથી કરીને મને બહુ જ આશ્ચર્યનું તથા કંઇક ભયનું ભાન થયું. હું થોડી વાર આમ તેમ જોવા લાગ્યો. આસપાસ કોઈ પણ વ્યક્તિ ન છતાં આ પ્રકારનો મનુષ્યનો નિઃશ્વાસ આવા અંધારા ભોંયરામાં એકલાં જ સાંભળતાં મને ભય થવાથી મને થોડીવાર તો એમ જ થયું કે આ કાર્ય હાલ રહેવા દઈ

કાલે દિવસે કરીશ. પરંતુ મેં વિચાર કર્યો કે આ લેખમાં મને કંઈ પણ હાનિ થાય તેવું જણાવેલું નથી તો પછી મારે ભય ધરવાનું શું પ્રયોજન છે? એમ કરી પુનઃ હું સ્વસ્થ થયો. વળી મને એમ પણ લાગ્યું કે આ તાળા કુંચીની રચના જ એવી હશે કે જેથી ઉઘાડતાં આવો અવાજ થાય, તોપણ શી ખબર પડે? આવા તર્કો કરી મારા નિશ્ચયને વળગી રહીને પછી તે દ્વાર તો મેં ઉઘાડયું. એ દ્વાર ઉઘડતાંની સાથે તેમાંથી થોડીક સફેદ રાખોડી નીકળીને બહાર પડી. બારીકીથી તપાસ કરતાં મને જણાયું કે જે જગાએ તે ચાવી લગાડવાનું દ્વાર હતું તે દ્વારસાથે એક લોખંડના તારનો સંબંધ હતો અને તે તાર માંહિની સફેદ રાખોડીસાથે જોડાએલો હતો. આથી કરીને મેં બીજું દ્વાર બહુ જ સાવધાનતાથી ઉઘાડયું પરંતુ સરળતાથી તે ઉઘડી ગયું. તોપણ તે ઉઘડ્યા પછી જ્યારે મેં ઝીણી દૃષ્ટિથી જોયું ત્યારે મને જણાયું કે તે તારનો બીજો છેડો અંદરના ભાગના મૂકેલા બારીક સાંચા કામની સાથે જોડેલો હતો. આ યુક્તિ જો કે બહુ જ સાદી હતી તોપણ જો કોઇ ભૂલથી પહેલા દ્વારને ઉઘાડવાને બદલે બીજું દ્વાર ઉઘાડે તો અંદરનો તાર ધોળી રાખોડીજેવા ભૂકાને એકદમ સળગાવે તેવું હતું. અને આ પ્રમાણે આ ભૂકો સળગવાથી મોટો અકસ્માત બને તેવું હતું. કારણ કે ભૂકો મોટી મેઘની ગર્જનાથી સળગી ઉઠીને અવાજ કરે તેવો હતો. આવો અકસ્માત થયો હોય તો શું થાય એવો એક ક્ષણવાર વિચાર સ્ફુરતાં હું કમકમી ગયો. હવે પછી શું બન્યું તે હું જ્યારે જણાવીશ ત્યારે એટલું બધું આશ્ચર્યમય લાગશે કે તેને ભાગ્યે જ કોઈ ખરૂં માનશે, તોપણ ખરેખર તે તેમ જ હતું.

મેં ધીરે રહીને પેટીનું ઢાંકણું ઉઘાડયું; ઉઘાડતાંની સાથે જ તેમાંથી અદ્દભુત સુવાસ પ્રકટ્યો. પરંતુ આ સુવાસ મને કંઇક તીક્ષ્ણ જણાયો, તેથી કરીને હું તે પેટીથી દૂર જઇને ઉભો રહ્યો. થોડી વારમાં આ સુગંધ ઉડી જશે એમ ધારી હું દૂર ઉભો રહી તે પેટી-

તરફ જોયા કરતો હતો, એટલામાં તો તે પેટીમાંથી એક આછું વાદળું નીકળતું હોય તેમ જણાવા લાગ્યું. ક્રમે ક્રમે આ વાદળું વધારે ઘટ્ટ થતું ગયું. છેવટે ઘનરૂપમાં મારા આછા દીપકના પ્રકાશમાં પણ તે જણાવા લાગ્યું.

એકાએક તેમાંથી હાથ પગ નીકળતા જણાયા, અને મનુષ્યાકૃતિનાં સર્વ ચિહ્નો એટલી તો ત્વરાથી તેમાં પ્રકટતાં જણાવા લાગ્યાં કે હું આ શું થાય છે તેના વિચાર કરૂં તે પહેલાં તો તેમાંથી એક અદ્ભુત રૂપલાવણ્યમયી સ્ત્રીની આકૃતિ મારી સન્મુખ અદ્ધર આકાશમાં ઉભી રહેલી મને જણાઇ. પુનઃ આ શાંત અને અંધારા ઓરડામાં તે સ્ત્રીનો ઉંડો નિઃશ્વાસ મારા સાંભળવામાં આવ્યો. ત્યાર પછી તેનો વિલક્ષણ ખડખડાટવાળો હસવાનો અવાજ તથા ગાંડાં માણસના જેવા ચાળા કરીને હસવાનો અવાજ એમ જૂદા જૂદા હસવાના અવાજ મારા સાંભળવામાં આવ્યા. આ પ્રકારનો પ્રસંગ પ્રથમ જ અવલોકનાર કયા પુરુષને જરા પણ ભય થયા વિના રહ્યો હશે ? હું થોડી વાર તો ગભરાઇ જઇને દૂર જઇ આંખો મીચીને ઉભો રહ્યો. પુનઃ આંખો ઉઘાડીને જોતાંમાં તે આકૃતિ અદૃશ્ય થઇ ગયેલી જણાઇ.

આંખ ઉઘાડીને જોતાં તે આકૃતિ જ્યારે અદૃશ્ય થયેલી જણાઇ ત્યારે મને શાંતિનું ભાન થયું, પરંતુ મારા હાથમાં એક પરબીડીયું આવીને પડેલું મને જણાયું. આ પરબીડીયું મારા હાથમાં શી રીતે આવ્યું તે મને સ્પષ્ટ થયું નહિ. મને લાગ્યું કે પેટીનું અંદરનું પરબીડીયું તે આ જ હશે. મેં તે ધીરે રહીને ફોડયું અને વાંચી જોયું. તેમાં આ પ્રમાણે લખેલું હતું:-

' મારા વ્હાલામાં વ્હાલા પુત્ર ! જે સુદિને તારા ભાગ્યનો ઉદય થવાનો હશે તે દિવસે આ પત્ર તારા વાંચવામાં આવશે. મારૂં રાજ્ય ગયા પછી મેં અનેક કષ્ટો વેઠીને તે રાજ્યની પુનઃ પ્રાપ્તિ થાય તે અર્થે અનેક સ્થળોએ ભ્રમણ કર્યું હતું. મારા પ્રારબ્ધમાંથી રાજ્યનું

સુખ ઉતરેલું હતું અને તેથી મને તે પ્રાપ્ત થાય તેમ નહોતું. પરંતુ મેં અનેક કષ્ટો વેઠીને એક ચમત્કારિક દંડ મેળવ્યો છે. તેના વડે તું રાજ્યને પ્રાપ્ત કરીશ. તે દંડ આ પેટીમાં સાચવીને રાખેલો છે. તેનો પ્રસંગ આવ્યે કેવી રીતે ઉપયોગ કરવાનો છે તે વિષે સઘળી સૂચનાઓ આ સાથેના પત્રમાં લખી છે. તે સૂચનાઓને બહુ જ કાળજીથી અમલમાં મૂકવાની છે. કારણ કે એમાં અત્યંત ચમત્કારિક સામર્થ્ય રહેલું છે અને તે એવા પ્રકારનું છે કે તેમાં જરા પણ ભૂલ થતાં અત્યંત ભયંકર પરિણામ તેમાંથી પ્રકટ્યાવિના રહે તેમ નથી.

આ ચમત્કારિક લાકડી મેં કેવી રીતે મેળવી તે વિષે હું થોડી વાર્તા સ્પષ્ટ કરૂં છું. રાજ્ય ગયા પછી હું મારી સ્ત્રીસાથે ઘણાં સ્થળોમાં અનેક પુરુષોના સમાગમને સેવતો વિચરતો હતો. અનેક તત્ત્વજ્ઞ પુરુષોએ મને બોધ આપી મારા મનને શાંત કરવા પ્રયત્ન કર્યો હતો. તોપણ જ્યાં સુધી રાજ્યની પ્રાપ્તિ થાય નહિ ત્યાં સુધી મને શાંતિનું ભાન જરા પણ થવાનો સંભવ નહોતો. અને તેથી હું એક સ્થાનમાં સ્થિરતા ધરીને ન રહેતાં અનેક સ્થળોએ ભ્રમ્યા કરતો હતો. કદી ઉપવાસ ખેંચી કાઢતો તો કદી વનફળ ખાઈને જ ચલાવતો. આવાં અનેક કષ્ટો સહન કરવા છતાં પણ મારી સ્ત્રી મારી સાથે જ હતી. અનેક સ્થળોએ ભ્રમતાં એક પ્રસંગે કોઈ મંત્રશાસ્ત્રના જાણનાર પુરુષની પાસે જઈ કોઇ ચમત્કારિક યુક્તિવડે રાજ્યને પ્રાપ્ત કરવું એમ મેં નિશ્ચય કર્યો. એક નિર્ભય સ્થાનમાં મારી સ્ત્રીને રાખીને હું મૃત્યુ આવે તો ભલે આવે એમ નિશ્ચય કરી તેવા સિદ્ધ માંત્રિકને ખોળવા નીકળી પડ્યો. મારી વાર્તાને ન લંબાવતાં હું ટુંકામાં એટલું જ જણાવુંછું કે અનેક કષ્ટોને અંતે તેવા એક પુરુષનાં દર્શનનો મને યોગ પ્રાપ્ત થયો. તેમની અનેક પ્રકારે પરિચર્યા કર્યા પછી મેં તેમને મારી ઇચ્છા દર્શાવી. તે ઉપરથી તેમણે મને એક ચમત્કારિક દંડ આ લોખંડની પેટીમાં પૂરીને આપ્યો અને કહ્યું કે તમારા પૌત્રની પુત્રીને એક પુત્ર થશે. તે તમારા વંશમાં દત્તક આવશે અને તેને રાજ્ય મળવાનો યોગ

આવશે, ત્યારે આ દંડની તેને જરૂર પડશે. ત્યાં સુધી આ દંડ આ જ પેટીમાં રહેશે. આ પેટી તમે બહુ જ સંભાળથી તમારા ઘરનાં ભોયરાંમાં દાટી મૂકજો. આ પેટીમાં રહેલા દંડનું રક્ષણ એક ભૂત યોનિમાંની સત્તા કર્યા કરશે અને તે ઉઘાડનારના હાથમાં દંડનો કેવી રીતે ઉપયોગ કરવો તે સંબંધીનો આ પત્ર જે હું લખી મૂકું છું તે તેના હાથમાં મૂકી અદૃશ્ય થઈ જશે. આ પ્રમાણે તે સિદ્ધે આપેલી પેટી લઈ હું પાછો આવ્યો. મારા પ્રવાસમાં મને એક પુત્ર થયો હતો. તે ત્રણ વર્ષનો હતો ત્યારે તેને લેઇને હું આ સ્થળે આવી ઘર બંધાવીને રહ્યો. વચમાં જંગલમાં સર્પદંશવડે મારી સ્ત્રી મૃત્યુને પામી હતી તેથી હું એકલો જ આ સ્થળે મારા પુત્રસાથે આવ્યો. અમુક સમયપર્યંત તે સિદ્ધની આજ્ઞાનુસાર હું આ પેટીને સાચવી રાખતો હતો. પછી મેં આ સ્થળે ગોઠવી તે સંબંધીનો લેખ કરી રાખ્યો છે. આ ચમત્કારિક દંડનો ઉપયોગ કરતાં પૂર્વે તે સિદ્ધ પુરુષે જણાવેલા વિધિને સંપૂર્ણ અનુસરવું, કારણ કે તેમ નહિ કરવાથી પ્રાણને ખોવાનો પ્રસંગ આવ્યાવિના રહેશે નહિ'...

તે પત્રમાં આ પ્રમાણે લખ્યું હતું. જોડે જ તે સિદ્ધ પુરુષે જણાવેલા વિધિનું પત્ર હતું. તે આ પ્રમાણે હતું:

'આ દંડમાં એક અતિ અદ્‌ભુત રત્ન રહેલું છે. પૂર્વે આ રત્નના જોટાનું એક નંગ એક ગરીબ બ્રાહ્મણને આપવામાં આવેલું છે. તે રત્ન–રાજાની કન્યાના ઉપયોગ માટે તે રાજા ખરીદશે. જ્યારે તે કન્યા આ રત્ન જોશે ત્યારે તેને તેના જેવું જ બીજું રત્ન પ્રાપ્ત કરવાની ઉત્કટ ઇચ્છા પ્રકટ થશે. એ રત્નનો જોટો આ પૃથ્વીઉપર કોઈ સ્થળે મળવાનો અસંભવ છે. આ દંડ જેની પાસે હશે તે પુરુષને તે પ્રાપ્ત થશે. આ દંડના અગ્ર ભાગઉપર જે યંત્ર લખવામાં આવેલું છે તે ભાગને કદી કોઇએ જરા પણ સ્પર્શ કરવો નહિ. તેને સ્પર્શ કરનાર કોઈ મનુષ્ય ઘાતકી રીતે મરણને પ્રાપ્ત થયાવિના રહેશે નહિ.

એમાંથી રત્ન પ્રાપ્ત કરનાર પુરુષ ! આ અગ્ર ભાગને કોઇ એકાંત સ્થળમાં જઇ પૃથ્વીમાં ઉંડો દાટી દે. તેને દાટી તેનાથી પચીસ કદમ દૂર જઈ ઉભો રહે. તેની પાસે ઉભા રહેવામાં કાંઇ હાનિ નથી કારણ એ તો સુવર્ણ જ છે એમ માની તારા પ્રાણને ખોવાનો ઉપાય કરીશ નહિ. આ દંડની પાસે જે પાત્ર પડેલું છે, તેને ગ્રહણ કરજે અને પચીસ કદમ દૂરથી એ પાત્રના મંત્રયુક્ત જલને ત્યાંથી તે દંડઉપર છાંટજે. પછી તે પાત્રને તે દંડપાસે જ નાંખજે. એ પાત્ર તેની પાસે જઇ તેનો દંડને સ્પર્શ થતાં અને તેમાંના જલનું સિંચન થતાં તું તારી આંખે એક અત્યંત અદ્‌ભુત ચમત્કારને જોઈશ.

તું જે સ્થળે ઉભો હોય તે સ્થાનની નજીક કોઈને પણ રહેવા દઈશ નહિ. અને જ્યારે તે દંડ આકાશમાં થતી મેઘની ભારે ગર્જનાના જેવા અવાજથી ફાટે અને તેના ચૂરેચૂરા થઈ જાય, ત્યારે પણ તું ત્યાં જ ઉભો રહેજે. તેમાંથી એક નિર્મળ વાદળ નીકળશે. તે નીકળી અદૃશ્ય થયા પછી તું પાસે જઈ તેમાં રહેલા રત્નને તથા પાસેના પાત્રને ગ્રહણ કરજે. અને જેમાંથી તને તે રત્ન મળે તેને તું ત્યાં પ્રકટેલા પ્રજ્વલિત અગ્નિમાં નાંખી દેજે. સંભાળજે ! મારા એક પણ વાક્યમાં અશ્રદ્ધા ધરીશ નહિ. મારી આજ્ઞાનો લેશ પણ ભંગ તારા મૃત્યુનું કારણ થઈ પડશે.'

આ સિદ્ધના પત્રમાં જણાવેલો વિધિ જો કે સરળ હતો તોપણ તેમાં જરા પણ ભૂલ થતાં અનિષ્ટ પરિણામ આવે તેમ હતું એ વાર્તા જાણતાં અંતઃકરણમાં કંઈક ભયની પ્રતીતિ થયા વિના રહે તેમ નહોતી. પત્રમાં જણાવેલો વિધિ જાણ્યા પછી તેને બરોબર પાલન કરવો એ મારા સ્વાધીનમાં જ હતું અને તેથી મેં કોઇ રીતે તે કાર્યથી અટકવાનો વિચારસરખો પણ કર્યો નહિ. જે સાવધાનતા રાખવાની છે તે હું અવશ્ય રાખીશ અને જે પરમાત્મસત્તાએ મારૂં આ ક્ષણપર્યંત રક્ષણ કર્યું છે તે જ પરમાત્મસત્તા ભવિષ્યમાં પણ

મારૂં રક્ષણ કરશે એમ દઢ શ્રદ્ધાપૂર્વક માની હું નિર્ભ્રાંત અને નિર્ભય થયો. તે દિવસે રાત્રિ ઘણી વ્યતીત થઈ ગઈ હતી અને ઉતાવળમાં બધું કાર્ય કરવા જતાં કંઈક ભૂલ થાય તો હાનિ થઇ બેસે એમ વિચારી રાત્રિએ તે પેટી જેમ હતી તેમની તેમ ગોઠવી હું નિદ્રાવશ થયો.

રાત્રિએ મોડો સુવા છતાં બીજે દિવસે પ્રાતઃકાલે હું વહેલો જાગૃત થયો. નદીતટે જઈ સ્નાનાદિથી પરવારીને ઘેર આવ્યો. ભોજન વગેરેથી સત્વર પરવારી ઘરનાં બારણાં બંધ કરી હું પુનઃ ઉપરના ભોંયરામાં ગયો. આજે મારો વિચાર એમ થયો કે હવે એ અંધારા ભોંયરામાં પેટીને રહેવા ન દેતાં તેને બહાર લાવવી. આ વિચારથી તે પેટી જ્યાં ગોઠવીને મૂકેલી હતી ત્યાંથી ઉપાડવાનો પ્રયત્ન મેં કર્યો, પરંતુ મને આશ્ચર્યસાથે જણાયું કે પેટી દેખીતી વજનદાર નહિ હોવા છતાં મારાથી તે ઉચકી શકાય તેમ મને લાગ્યું નહિ. મારૂં શરીર મજબૂત અને કદાવર હતું અને સાધારણ રીતે ત્રણ ચાર મણ વજન પણ હું સારી રીતે ઉઠાવી શકું એમ હોવા છતાં જ્યારે આ પેટી મારાથી હાલી નહિ ત્યારે તેનું કેટલું વજન હશે અને મારા વડુવા તેને શી રીતે સાથે ફેરવતા હશે એ વિચારથી મને આશ્ચર્ય થયા વિના રહ્યું નહિ. આખરે તે પેટીમાંના પદાર્થો ત્યાં જ કાઢવા સિવાય બીજો ઉપાય રહ્યો નહિ. પેટી ઉઘાડી તેના ઉપર એક વસ્ત્ર આચ્છાદાન કરેલું હતું તે કાઢ્યું. તેની નીચે એક ભરગચ્છીનો બહુ જ પ્રકાશને આપતો ચોરસ કકડો નીકળ્યો. આ કકડામાં કંઈ વિચિત્ર પ્રકારના અક્ષરો વગેરે ભરેલા હતા. તે એટલા બધા પ્રકાશને આપતો હતો કે અંધારા ભોંયરામાં દીપકની પણ જરૂર ન પડે એમ લાગતું હતું. આને મેં સાચવીને એક સ્થળે મૂક્યો. આ કકડાની નીચે પેલું સુવર્ણનું પાત્ર હતું. તે પાત્રની રચના પણ બહુ જ મનોહર હતી. તેના ઉપર સુંદર મજબૂત ઢાંકણું હતું. તપાસીને તે ઢાંકણું ઉઘાડી જોયું તો તેમાં જળ ભરેલું હતું. પેલા દંડઉપર છાંટવાનું મંત્રયુક્ત જળ આ જ પાત્રમાં હતું. તે પાત્રને પણ મેં સાચવીને પાસે મૂક્યું. તે પાત્રતળે પુનઃ બીજો

પ્રથમના જેવો જ ભરેલો ચોરસ વસ્ત્રનો કકડો નીકળ્યો. તે કાઢીને પ્રથમના કકડાની સાથે તેને મૂક્યો. આ કકડાનીચે અદ્દ્ભુત સામર્થ્યને ધારણ કરનાર તે દંડ હતો. દંડને જોતાંજ મારા હર્ષનો પાર રહ્યો નહિ. તેના અગ્ર ભાગને બીલકુલ સ્પર્શ પણ કરવાનો નહોતો એ મને સારી રીતે સ્મરણમાં હતું અને તેથી કરીને સાવધાનતાથી તેને જોયા પછી જ મેં તેને અંદરથી બહાર કાઢ્યો.

આ દંડ બહાર કાઢ્યા પછી મારી પાસે બહુ જ થોડો સમય રહ્યો હતો, કારણ કે તત્કાળ તેનો વિધિપૂર્વક ઉપયોગ કરતાં તેનો નાશ થયો હતો, અને તેથી કરીને તે એટલો તો થોડો સમય મારી પાસે રહ્યો અને તેમાં પણ મારે તેને એટલો સંભાળથી તપાસવો પડ્યો હતો કે હું તેનું પૂરેપૂરૂં વર્ણન કરવા અસમર્થ છું. તોપણ હું કંઈક અંશે તેના સ્વરૂપનો ચિતાર આપવા પ્રયત્ન કરીશ.

આ દંડ આશરે બેએક હાથ લાંબો હતો. તે કાષ્ટનોજ હતો, પરંતુ તેનું લાકડું કયા પ્રકારનું હતું તે લેશ પણ સમજાય તેમ નહોતું. તેનો વર્ણ તદ્દન કાળો હતો. વચમાં વચમાં છિદ્રો હતાં, એટલે લાકડું જાળીવાળું હોય તેવું જણાતું હતું. તેના દેખીતા વજનકરતાં ઘણો જ હલકો હતો. તેના ઉપરની છાલ જ એવી ચળકતી હતી કે જાણે તેને ઘસીને ચળકાટવાળી કરી હોય તેવી તે દેખાતી હતી. તેના અગ્ર ભાગઉપર એક મનુષ્યની આકૃતિ કોતરેલી હતી. આ આકૃતિ દેખાવમાં અત્યંત ઉગ્ર અને ભયંકર ભાસતી હતી. તેને એક સર્પ વિંટળાઈ રહેલો હોય તેવી રીતે કોતરી કાઢવામાં આવેલો હતો. આ ભયંકર આકૃતિનો વેશ, તેનાં નેત્રો, તેના વિવિધ અવયવો, જોતાંજ ભય ઉત્પન્ન કરે તેવા ભાસતા હતા. આથી પણ જે સર્પ તેને વિંટળાઇ રહેલો કોતરી કાઢવામાં આવ્યો હતો તે વધારે ભયંકર હતો. તેનું વર્ણન કરતાં ત્રાસ ઉત્પન્ન થયાવિના રહે તેમ નથી. તેના નેત્રનું વિલક્ષણ આકર્ષક બળ, તેની ભયંકર મુખ વિકાસેલી અવસ્થા, એ સર્વ અંતરમાં સ્ફુરી આવતાં શરીરમાં કંપ ઉત્પન્ન થયાવિના રહે તેમ નથી. તેનાં

અતિતિગ્મ નેત્રામાંથી અગ્નિના જેવો પ્રકાશ નીકળતો દર્શાવવાને તે સ્થાનમાં લાલચોળ બે માણેક જડેલાં હતાં. તેનાં વિકરાળ મુખમાંથી જીભો લપકારા મારી રહી હોય તેમ દેખાતું હતું અને આ ક્ષણે જ જાણે કે તે કોઇનો ગ્રાસ કરી જશે એવો ભાવ તેમાંથી દેખાતો હતો. વિનાશક સામર્થ્ય જેના અણુઅણુમાં વ્યાપી રહેલું હતું એવું તેનું શરીર અત્યંત ભયને પમાડતું હતું. તેના દરેક વળમાં, તેના દરેક અંગમાં, ઘાતકીપણું સ્પષ્ટપણે જણાઇ આવતું હતું. અદ્‌ભુત કારીગરીના નમુનારૂપ આ કોતરકામ જણાતું હતું. ખરા સ્વરૂપને પણ એક ક્ષણ ભૂલાવી દે એવું તે નૈસર્ગિક ભાસતું હતું. પેલા મનુષ્યના મસ્તકઉપર એક યંત્ર કંઇક વિચિત્ર પ્રકારના અક્ષરોથી લખેલો હતો.

આવા પ્રકારના આ દંડને જોઇને થોડી વાર તો હું દિઙ્‌મૂઢસરખો બની ગયો. પણ હવે મારે મારૂં કર્તવ્ય સત્વર સમાપ્ત કરવાની જરૂર હતી, તેથી હું સાવધાન થયો. દંડ તથા સુવર્ણના પાત્રને લઇને એકાંત સ્થળે જવાનો મેં નિશ્ચય કર્યો. આ પાત્ર તથા દંડને એક બાજુએ મૂકી પેલા કટકા પેલી પેટીમાં જ પાછા મૂકી તે પેટી બંધ કરી. બંધ કરી હલાવી જોતાં પૂર્વે જે તે જરા પણ ખસતી નહોતી તે એકદમ ખસી. તેનામાંથી વજન જાણે ઓછું થઈ ગયું હોય એમ જણાયું. પછી મેં તે પેટીને બહાર કાઢી. તે દંડ કાઢતાંપૂર્વે તેનામાં જે વજન હતું તેના કરતાં અર્ધું પણ વજન તેમાં ન જણાવાથી મને મહદ્ આશ્ચર્યનું ભાન થયું.

પણ ખરા આશ્ચર્યકારક અદ્‌ભુત પ્રસંગ હજી બાકી જ છે. તે દંડ તથા સુવર્ણપાત્રને લઇને હું ગામથી થોડે દૂર એક આંબાવાડીયું હતું ત્યાં ગયો. ત્યાં આગળ ખરેખરી એકાંત હતી. કોઈ પણ મનુષ્યની અવરજવર તે સ્થળે જોવામાં આવી નહિ. આસપાસ કોઈ ગામ પણ એકાદ ગાઉ ફરતું હતું નહિ. આ સ્થળે હું આવ્યો. પરંતુ મારી પાછળ પાછળ અમારા મોહોલ્લાનું એક કૂતરૂં જેને હું વારંવાર

ખાવાનું નાંખતો, તથા ઘણી વાર કાળજીથી સંભાળ લેતો, તે ત્યાં આવી પહોંચ્યું. રસ્તામાં તેને પાછું વાળવાને ઘણીવાર પ્રયત્ન કરવા છતાં પણ તે પાછું ફર્યું નહિ.

ઘેરથી નીકળતી વખતે મેં મારા હાથમાં દંડને ધારણ કર્યો કે તરત જ મારા આખા શરીરમાં એક પ્રકારનો ઝણઝણાટ વ્યાપી રહ્યો હોય એવું મને ભાન થવા માંડયું હતું. આ એકાંત સ્થાનમાં આવતા પર્યંત આખે રસ્તે આ ઝણઝણાટ કાયમ રહ્યો હતો. તે દંડને જમીનમાં ઉંડા દાટયા પછી પણ કેટલોક સમય સુધી એ ઝણઝણાટ જરા પણ ઓછો થયો નહોતો.

હું જે એકાંત સ્થળે ગયો તે સ્થળે આસપાસ આંબાઓનાં વૃક્ષોની ઘટા આવી રહેલી હતી, અને મધ્યમાં વિશાળ ચોકજેવી ખુલ્લી જગા હતી. આ ચોકમાં વચ્ચે ઉંડો ખાડો ખોદી તેમાં પેલા દંડના અગ્ર ભાગને દાટી દીધો. પછી તેનાથી સીધી લીંટીમાં હું પચીસ ડગલાં માપીને દૂર જઇને ઉભો રહ્યો, અને મારા હાથમાં પેલું સુવર્ણનું પાત્ર ધરી રાખ્યું. પેલા દંડઉપર એક આછું આસમાની રંગનું વાદળું છવાઈ રહ્યું હોય તેમ જણાવા લાગ્યું. પચીસ કદમ છેટે ઉભા રહી મારૂં રક્ષણ કરવા પરમાત્માપ્રતિ વૃત્તિને અભિમુખ કરી તેમનું સ્તવન કરી પેલા પાત્રના મંત્રયુક્ત જલને તે દંડઉપર છાંટયું અને પછી તે પાત્રને તે દંડઉપર ફેંકી દીધું. દંડઉપર મંત્રયુક્ત જલનું સિંચન થતાં અને પેલા પાત્રનો તેને સ્પર્શ થતાં એક અત્યંત અદ્ભુત પરંતુ અતિ ભય ઉપજાવનાર ચમત્કાર મારી દૃષ્ટિએ પડયો.

તે સુવર્ણના પાત્રનો દંડને સ્પર્શ થતાં એક કારમી ચીસ મારા સાંભળવામાં આવી, અને એક અવાજસાથે તે પાત્રના અસંખ્ય ચૂરેચૂરા થઇ ગયા. જે વખતે ગર્જનાજેવો અવાજ થયો ત્યારે જાણે કે ભારે ધરતીકંપ થયો ન હોય તેવું મને જણાવા લાગ્યું. મારા પગ સ્થિર રહી શકતા નહિ. હું ધૈર્ય ધરી સાવધાન થયો. આસપાસ જોવા

લાગ્યો તો આખું નભોમંડળ અસંખ્ય ઝીણાં ઝીણાં વિસ્ફુલ્લિંગો (ચિણ-ગારીઓ)થી :છવાઇ રહ્યું હોય તેવું જણાયું. એટલામાં તો પૂર્વકરતાં અત્યંત મોટી ભયંકર મેઘની ગર્જનાજેવો અવાજ થયો અને તે દંડના અસંખ્ય ચૂરા થઇ ગયેલા જણાયા. તે દંડના ચૂરા થઈ ગયા પછી જે જગાએ તે દંડને દાટવામાં આવ્યો હતો તે જગાઉપર એક શ્વેત ઘનરૂપતાને ધારણ કરેલું વાદળું હવામાં તરતું જણાવા માંડ્યું. ધીરે ધીરે તે આકાશતરફ ઉંચે ચઢવા લાગ્યું. જેમ જેમ તે ઉંચે ચઢતું ગયું, તેમ તેમ તેમાંથી એક વિકરાળ રાક્ષસી આકૃતિ રચાતી જણાવા લાગી. આસપાસનાં ઝાડનાં પત્રોતરફ નજર કરતાં તેઓ કોઇ અગ્નિની જ્વાળાથી દગ્ધ થઈ ગયાં હોય તેવાં જણાવા લાગ્યાં. તથા તે દંડની જગાથી થોડે જ દૂર જે કુતરૂં મારી પાછળ પાછળ આવ્યું હતું અને જેને મેં પાછું વાળવા ઘણો પ્રયત્ન કર્યો હતો, તે શબવત્ થઇને જમીનઉપર પડ્યું હતું.

ધીરે ધીરે કરતું સફેદ વાદળું અદશ્ય થઇ ગયું. તે વાદળું અદશ્ય થયા પછી જે જગાએ દંડને દાટ્યો હતો ત્યાં હું પાસે ગયો. એક મોટી ગુહા મુખ વિકાસીને પડી હોય એવું ત્યાં જણાયું. તેની અંદર મહા તેજસ્વી અગ્નિની જ્વાળાઓ લપકારા મારી રહી હતી. તેની ઉપરની એક કોરઉપર જ એક ભૂર્જપત્ર તથા એક ત્રિકોણાકાર આકૃતિ મળી આવ્યાં. આ આકૃતિ મેં ઉપાડીને જોઈ તો તેના ઉપર વિલક્ષણ પ્રકારનાં ચિહ્નો કાઢેલાં હતાં. તેના મધ્યમાં એક મોટા બિંદુજેવું હતું. તેની અંદર એક અત્યંત તેજસ્વી રત્ન હતું. તેનો અદ્દ્ભુત પ્રકાશ જોતાં જ અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થાય તેવું હતું.

આ ત્રિકોણાકાર આકૃતિને મારા હાથમાં લીધી કે તરત જ મારા હાથમાં તે અદ્દ્ભુત રત્ન એકદમ છુટું થઇને પડ્યું, અને પછી મારા સ્નાયુઓ વગેરે એવા વિલક્ષણ રીતે કંપવા લાગ્યા કે મારાથી જાણે કે અજાણતાં જ તે મોટી ગુહાના પ્રજ્વલિત અગ્નિમાં તે ત્રિકો-ણાકાર આકૃતિ પડી ગઈ.

બીજી જ ક્ષણે ત્યાં જોતાં તે અગ્નિની જ્વાલાઓ શાંત થઈ ગઇ હતી. તે ગુહા આપોઆપ જ બંધ થઇ ગઇ હતી. તે જમીન પૂર્વવત્ સપાટ બની ગઈ હતી. અને આખું સ્થાન પૂર્વે જે સ્થિતિમાં હતું તે જ સ્થિતિમાં પવનની લહરીઓથી દોલાયમાન થતી શાખાઓના વિસ્તારથી શોભી રહેલાં વૃક્ષોની ઘટાથી વિભૂષિત હતું.

* * * *

તે રત્ન રાજકન્યા રત્નાવલિને તેની ઇચ્છાનુસાર પ્રાપ્ત થતાં તેના પિતાએ અમારા ઉભયનાં લગ્ન કર્યાં. તેને કોઇ અન્ય સંતાન હતું નહિ તેથી કરીને તે રાજ્યની ગાદી મને જ પ્રાપ્ત થઈ. ઘણાં વર્ષપર્યંત તે રાજયને ભોગવતાં સંસારનાં અનેક સુખદુઃખનો અનુભવ લીધો. પરિણામે રત્નાવલિએ દેહનો ત્યાગ કર્યો. તેના મૃત્યુ પછી મને સંસારમાં રહેવાની લેશ પણ ઇચ્છા રહી નહિ તેથી કરીને મારા વડવાનું વચન સત્ય કરવા અર્થાત્ તેમની સાતે પેઢીનો ઉદ્ધાર કરવાનો ઉપાય શોધવા નીકળવા નિશ્ચય કર્યો. રાજ્યગાદી મારા જ્યેષ્ઠ પુત્રને સોંપી તેમ જ અન્ય ઘટતી વ્યવસ્થા રાજ્યસંબંધીની કરી હું પ્રવાસે નીકળ્યો. અનેક તત્ત્વજ્ઞ મહાપુરુષોના સમાગમમાં આવી તેમના બોધવડે મારા જીવનને ઉત્કૃષ્ટ કરતાં પરિણામે એક એકાંત સ્થાનમાં નિવાસ કરી નિર્વિષય સુખનો સાચો આનંદ લેવા રાત્રિદિન પ્રયત્નને હું સેવવા લાગ્યો. અનેક પ્રયત્નોના અંતે તે સુખને પ્રાપ્ત કરી હું હવે ઇચ્છાનુસાર અનેક સ્થળોમાં ગુપ્તપણે અથવા પ્રકટપણે ફરૂં છું. રાજ્યકન્યાઅર્થે રત્ન પ્રાપ્ત કરવામાં જે ઇચ્છા, આગ્રહ, અને પ્રયત્ન મને સહાયભૂત થયાં હતાં તે જ આ નિરુપમ આત્મરત્નને પ્રાપ્ત કરવા મને સાહાય્યભૂત થયાં હતાં એ મારો અનુભવ દર્શાવી હું પુનઃ સર્વસુખનિધિ પરમાત્માના મંગલમય સ્વરૂપમાં જ મતિવાણીને લીન કરતો સ્થિર થાઉં છું!

# મારો કાળો કોટ

કાળું તે કાળું જ. કાળી સ્ત્રી જોઇને મારા જેવા સૌંદર્યાનુરાગી મનુષ્યો મોં મચકોડે છે. કાળા કોલસાને સ્પર્શ કરતાં પણ સુઘડ મનુષ્યોને વિચાર થાય છે. કાળી સાહીથી લખેલી ચીઠી કાળોતરી ગણાય છે. કંકોતરી લખવી હોય તો લાલ કંકુના છેવટ છાંટા પણ નાંખવા પડે. નઠારાં કૃત્ય કરનારને લોકો કાળાં કામોનો કરનાર કહે છે. કાળી નાગણ ઝેરની ભરેલી હોય છે. કાળી તરવાર જ લોકોમાં લોહી પીનારી કહેવાય છે. કાળી બંદૂક જ પ્રાણને હરનાર હોય છે. કાળી ટીલી અપયશની નિશાની છે. સાક્ષાત્ કાલિ પણ દેવી છતાં મહાભયંકર મનાય છે. કાળી લીંટી શોકના લેખ કે કાગળ ઉપર દોરાય છે. કાળી પાઘડી કે કાળો પટો સંબંધીના મરણનું સૂચન કરે છે. કાળો કાગડો અપશુકનિયો થઈ પડ્યો છે. કાળું વાદળું પ્રકાશને ઢાંકી દે છે. કાળી રાત્રિ ભયાનક દેખાય છે. કાળાશ જ્યાં ત્યાં મનુષ્યોને ભય, દુઃખ અને મૃત્યુનું સૂચન કરતી જણાય છે. મનુષ્યોને આથી જ દુઃખના દિવસ કાળા દહાડા ગણાય છે. આ પ્રકારની વિચારમાળા મારા મનમાં ચાલી રહી હતી. આ વિચારોને જન્મ આપનારી મારી

કૃષ્ણા હતી. કૃષ્ણાના મુખનો ઘાટ એવો તો સુંદર હતો કે તેને હું ઘણીવાર નિર્નિમેષ જોયા કરતો, છતાં મારા નેત્રને તૃપ્તિ થતી નહોતી. તેનું મૃદુ હાસ્ય એવું તો ચિત્તાકર્ષક લાગતું કે હું ત્રિભુવનનું સામ્રાજ્ય એના ઉપરથી ઓવારી દઉં એમ થતું. કાળી છતાં હંસજેવી તેની ગતિથી દોલાયમાન થતાં તેનાં નિતંબ મારા હૃદયનું અજાણતાં હરણ કરી લેતા. તેની રમણીય ચેષ્ટાઓ સંસારાનલને ક્ષણમાં શાંત કરી નાંખતી. આવી રીતે તેના પ્રત્યેક અંગ–ઉપાંગોમાં અદ્ભુત લાવણ્યની છટા ભરેલી હતી. છતાં કૃષ્ણા યથાર્થ કૃષ્ણા હતી. કોમળતા, સ્નિગ્ધતા અને સ્વચ્છતાની પ્રતિમારૂપ તેની ત્વચા હતી છતાં તે જરા વિશેષ શ્યામરંગી હતી, એ જ મારા મનને દુ:સહ હતું. ગુલાબના પુષ્પનો એ જ એક તીક્ષ્ણ કાંટો હતો. મધુર વેલીમાં એ જ દંશકારિણી મક્ષિકા હતી. અને તેથી મારૂં મગજ જ્યારે કોઇ વાર સમુદ્રતટે હવા ખાવા સ્વતંત્ર વિચરતું, ત્યારે હું તેની આ ખામીઉપર અનેક તર્કવિતર્ક કરતો.

કૃષ્ણા કોઈ વાર રમુજમાં મને ચીડવતી. ઘણીવાર પાછળથી એ હાસ્યનો પરિણામ આનંદજનક લાગતો પરંતુ પ્રથમ ક્ષણે, તેની ચીડવવાની યુક્તિને હું સમજતો છતાં ચીડાયાવિના રહેતો નહિ. આજે પણ મારી રસિક કૃષ્ણાએ મને ચીડવ્યો હતો. હું બહારથી આવ્યો ત્યારે ઓરડાનાં બધાં દ્વાર ઉઘાડાં હતાં. મારા પલંગસામે કાચના તકતાવાળું ટેબલ હતું. તેના ઉપર હીરાનાં એરીંગ, હીરાની બંગડીઓ, પાંચસાત ગીનીઓ વગેરે પડેલાં હતાં. હું આમ તેમ ફરી વળ્યો પણ કૃષ્ણા ક્યાંહિ જણાઈ નહિ. બૂમ મારી જોઈ પણ કૃષ્ણા કાંઈ બોલી નહિ. આડોશી પાડોશીને પૂછતાં પણ પત્તો લાગ્યો નહિ. હવે મારા મગજનો પારો ઉંચે ચઢવા લાગ્યો. હું રાતો પીળો થઇ ગયો. કૃષ્ણાને મનમાં પાંચસાત ચોપડાવી દીધી. વળી, કૃષ્ણા–મારી વહાલી કૃષ્ણા–મારી પ્રિયતમા કૃષ્ણાપ્રતિ આવું વર્તન! એમ વિચારતાં હું શાંત થઇ જતો. પરંતુ હૃદયજ્વાળામુખીમાં અગ્નિએ તોફાન ભયંકર જગાવ્યું હતું. આવી મૂલ્યવાન્ વસ્તુઓ આમ વીલી મૂકવામાટે મને

બહુ જ ક્રોધ વ્યાપી ગયો હતો, અને તેથી વિચાર કર્યો, બસ આજે કૃષ્ણાને પૂરેપૂરી શિખામણ આપું. આજ તેને પોસ પોસ આંસુએ રોવડાવું. ભલે તેનાં નેત્રોમાંથી મોતી ખરતાં! તે વળી વધારે ઉપયોગી થઈ પડશે! એમ વિચારી હીરાનું એક એરીંગ તેમાંથી લઇ લીધું, અને એ એરીંગ એવી જગાએ મેં ગોઠવી દીધું કે તે ક્યાં છે તેની કૃષ્ણાને કશી જ ખબર ન પડે. જે જગાએ મૂકયું હતું તેની કલ્પના પણ ન પહોંચે એવી રીતે મેં તેને મૂકી દીધું અને હું મારા પલંગ-ઉપર આડો થયો, અને મારા મગજમાં ઉપર જણાવેલી વિચારોની પરંપરા ઉઠવા લાગી. મને લાગ્યું કે નક્કી આ મારી લાડીલી કોડીલી કૃષ્ણા એક દિવસ મને પૂરો નવરાવશે. મારી સાધારણ કમાણીમાંથી મારી કૃષ્ણાના સુખ અને આનંદમાટે જે કંઈ વસ્તુઓ વસાવી હતી તે એક દિવસ કોઇને લુંટાવી દેશે. નક્કી કાળું તે કાળું જ. મારી કાલુડી કૃષ્ણા પણ પરિણામે મારા જીવનને કાળાશ લગાડશે! જગતમાં કાળી વસ્તુ જ નકામી છે. રાધિકાની માફક હું ગણગણી ઉઠયોઃ

"શ્યામરંગસમીપે ન જાવું, મારે આજ પછી શ્યામરંગસમીપે ન જાવું."

કાળા રંગમાં જેટલી જોવાય તેટલી કાળાશ જોતો હું તે જ વિચારમાં તલ્લીન થઈ ગયો હતો. હવે કૃષ્ણા પણ મારા મનમાંથી ખસી ગઈ હતી. કૃષ્ણવર્ણની હલકામાં હલકી કલ્પનાઓથી મારૂં મગજ ભરાઇ ગયું હતું અને કાળાશને બને તો દેશનિકાલ નહિ પણ વિશ્વ-નિકાલની શિક્ષા કરવી એવા જ નિર્ણયઉપર હું આવી ગયો.

આસપાસ સઘળું શાન્ત હતું. મારા પલંગપાસેની બારીમાંથી વાયુની શીતલ લહરી ધીરે ધીરે મારા તપ્ત મગજને શાંત કરવાનો પ્રયત્ન કરી રહી હતી. કાળું એટલું બધું જ ખરાબ—ખોટું—અશુભ, એ વિચારોના તરંગમાં હું ઉંડો ડુબી ગયો હતો, અને અર્ધી ઘેનવાળી અવસ્થામાં હું આવી પહોંચ્યો હતો. એટલામાં જ દૂરના એક વૃક્ષ-ઉપરથી એક મધુર ધ્વનિ ઉત્પન્ન થયો. કુઉ! પુનઃ ઉંચેના સપ્તકથી તે જ ધ્વનિ ઉઠયોઃ કુઉઉ! મારા કર્ણપટઉપર એ મધુર ધ્વનિ અથડાયો

અને હું મારા ઘેનમાંથી જાગ્રત્ થયો. વાહ! વાસંતી કોકિલા ! વાહ! હું એ મધુર ધ્વનિની મીઠાશ હૃદયમાં અનુભવવા લાગ્યો...

મારી વિચારમાળા બદલાઈ. એટનું મોજું પાછું ફર્યું ! કાળી કોકિલા ! તેં મારા વિચારમાં અજબ પરિવર્તન કર્યું ! કાળાશના ગર્ભભાગમાં રહેલો તારો અજબ મીઠાશવાળો સ્વર કયા રસિક હૃદયને દોલાયમાન નથી કરતો—કયા સહૃદયને આનંદ નથી આપતો ! કાળી કોયલડી ! તારા વિના નિર્જન અરણ્યમાં મધુરતાનો ભાસ ક્યાંથી થાત ! તારા કૂજનવિના સ્નેહી હૃદયોને કોણ વિંધી શકત ! તારા વિનાની સૃષ્ટિમાં કવિની કલ્પના અપૂર્ણ રહી જાત ! તારી લુચ્ચાઇને પણ બુદ્ધિવિશેષતારૂપે જોનાર બુદ્ધ જનો તારા કાળા વેશની અંદરના રહસ્યને સમજ્યાં ન હોત તો કદી તને વખાણત નહિ ! કોયલડી ! તેં પણ મારા શૂન્ય હૃદયમાં અત્યારે મધુરો ટહુકાર કર્યો છે અને તેના પરિણામે હું હવે શું જોઉં છું ! કાળાશની કુરૂપતા જોઈ હતી ત્યાં હવે કાળાશ સૌંદર્યને પણ શોભાવતી મને જણાય છે ! અહા ! ચંદ્રની જ્યોત્સનાસમાન રમ્ય ઉજ્જવલ મુખવાળી મનોહારી યુવતીનો કાળો કેશકલાપ તેના સૌંદર્યમાં કેવી આશ્ચર્યકારક વૃદ્ધિ કરે છે ! કાળી કુટિલ ભ્રૂકુટી કંદર્પના દર્પને પણ ઉતારે છે ! શ્વેત નેત્રપટલની મધ્યમાં કનીનિકામાં રહેલી કાળી કીકી કેટલાનાં મનને હરે છે ! હાફિઝ કવિ સુન્દરીના કપોલઉપરના કાળા તલઉપર સમરકન્દ અને બુખારાનાં નગરો કુર્બાન કરી દે છે ! તેવી જ રીતે અન્ય કોઈ કવિ કાચની પુત્તલીજેવી લલિત લલનાના ગાલઉપર આવી રહેલી વાળની લટને 'કાફ' અક્ષરની ઉપમા આપી તેના સૌંદર્યનો વિજય સૂચવે છે ! કાળું અંજન નેત્રના પ્રકાશમાત્રને વધારે છે એટલું જ નહિ પરંતુ અંજનયુક્ત ખંજનસમ નયનયુગલનું મનોહારિત્વ અપૂર્વ જ હોય છે ! અહા ! ત્રિભુવનમોહન કૃષ્ણ પણ કાળા જ છે !

હું થોડી વાર સ્તબ્ધ થઈ રહ્યો. હું સમજી શકતો નથી કે કાળું તે સારૂં કે નઠારૂં ! કાળામાં જ કુરૂપતા જણાય છે ! કાળામાં જ સૌંદર્ય જણાય છે !

મારી વિચારમાળા અટકી. હું શાંત, નિશ્ચેષ્ટજેવો થઇને પડ્યો હતો. નૂપુરનો ઝણકાર થયો. મારી વિચારસમાધિ છુટી ગઈ. ઘોડાની માફક કાન ઉંચા કરી સામી નજર કરી. નજરસામે નજર ઠરી. કાળી કીકીઓએ સંવાદ કર્યો. સંવાદને ગતિ આપનાર હૃદયમાં આનંદતરંગો ઉછળ્યાં. મુખઉપર એ લહરીઓ છવાઇ ગઈ. કૃષ્ણા મને ભેટી પડી. તેના મધુર કપોલઉપર ચુંબન લેવા જતાં જ તેના કાનઉપર હીરાનાં એરીંગ ઝળકી ઉઠતાં જણાયાં ! મને આશ્ચર્ય થયું ! કૃષ્ણા હસી પડી. માત્ર એટલું જ બોલી: " જરા પલંગનીચે નજર તો કરવી'તી ! " હું ભેદ સમજી ગયો. કૃષ્ણાની કાળાશના ગર્ભભાગમાં પણ પ્રેમની ઉજ્જવલ જ્યોતિનો ચમકારો મને જણાયો ! પ્રેમસાગરમાં અમે અપૂર્વ આનંદ અનુભવ્યો !

હા, પણ હજી મારા ચિત્તની પૂર્ણ સ્વસ્થતા નહોતી. તે વિચારમાંથી તત્ત્વને તારવી કાઢવાનું બાકી હતું. મારી કૃષ્ણાસાથે વાર્તાલાભ આરંભ્યો. ઘરમાં પ્રવેશ્યા પછી આ ક્ષણ સુધીની વાર્તા કહી સંભળાવી. કૃષ્ણાએ કહ્યું: "હું હમણાં જ તમને તત્ત્વ સ્પષ્ટ કરવામાં સહાય કરૂં છું, " એમ કહી તે તરત જ બીજા ઓરડામાં ચાલી ગઇ. ત્યાંથી એક પોટલીમાં થોડાં વસ્ત્રો બાંધી લાવી હોય તેમ લાગ્યું. પછી મને કાચના તકતાસામે ઉભો કર્યો. મને કહે છે: " આંખો બંધ કરો. " મેં તેની ઇચ્છાનો સ્વીકાર કર્યો. તેણે કહ્યું: 'હવે જે થાય તે આંખો બંધ રાખી જોયા કરવું.' ' પણ આંખો બંધ રાખી શી રીતે જોયા કરવું ?' મેં ઉત્તર આપ્યું. તેણે કહ્યું: " હવે થોડીવાર હાસ્યને જવા દો. જે થાય તે શાંતિથી જુઓ. " હું તેની રસઆજ્ઞાને અધીન થયો.

મારાં નેત્ર બંધાયાં; પણ તે મારાં ભ્રાન્તિપડળ ખોલવાને માટે.

હવે કૃષ્ણાએ મને વસ્ત્રો પહેરાવવા માંડ્યાં. પ્રથમ મારા વાળ સુંદર રીતે ઓળ્યા. પછી તદ્દન નવું સફેદ ખમીસ તેણે મને પહેરાવ્યું.

તે ઉપર કોટ પહેરાવ્યો. પછી કૃષ્ણા કહે: 'જોજો, હવે હું એક, બે, ને ત્રણ કહું એટલે આંખો ઉઘાડજો.' એમ કહી તેણે ધીરે ધીરે એક, બે...ગણ્યા. ત્રણ બોલીને તાળી પાડે એટલામાં જ મારા મિત્ર શશિકાન્ત આવ્યા. ઓરડામાં પ્રવેશતાં જ તેમણે ત્રણ કરીને બૂમ પાડી. અમે ત્રણ હસી પડયાં. મારાં નેત્ર ઉઘડી ગયાં અને અમે પુનઃ પુષ્કળ હસ્યાં ! કૃષ્ણા શું કરી રહી છે અને મારા પ્રશ્નનો ખુલાસો તે કેમ મેળવી આપે છે એ વિચારમાં હું હતો એટલામાં જ મારી દષ્ટિ સામેના તકતાઉપર પડી. આજે જ નવો આવેલો કાળો કોટ કૃષ્ણાએ મને પહેરાવ્યો હતો. મને તે કોટ ઘણો જ સુંદર જણાયો. મારા મિત્ર શશિકાન્તે તરત જ પૂછયું: 'એ કોટ કયારે કરાવ્યો ?' મેં કહ્યું: 'તે આજે જ આવ્યો છે. કૃષ્ણા મારા એક પ્રશ્નનો ખુલાસો કરવા ધારે છે અને તેણે તેથી જ આ રમત માંડી છે !' એટલામાં શશિકાન્તે કહ્યું: 'જયોતિકાંત ! તમારા જેવા ગૌર વર્ણવાળાને આ કાળો ડગલો ઘણો જ સુંદર લાગે છે ! અને એ ડગલો તમને શોભાવતો હોય તેના કરતાં મને તો એમ લાગે છે કે તમે એ ડગલાને વધારે શોભાવો છો !'

આ ક્ષણે જ મારાં હૃદયચક્ષુ ઉઘડી ગયાં. મારી અજ્ઞાનાવૃત્ત વૃત્તિમાં જ્ઞાનનો પ્રકાશ ઝળકી ઉઠયો. કૃષ્ણાને હું અત્યંત ધન્યવાદ આપવા લાગ્યો. તેણે મારા પ્રશ્નનો ખુલાસો આશ્ચર્યકારક રીતે કરી દીધો હતો ! મને સ્પષ્ટ થઇ ગયું હતું કે ધોળાની સાથે કાળુ ભળતાં સૌંદર્યમાં અવનવો ફેરફાર થાય છે ! જ્ઞાનીના સંબંધમાં દુ:ખ, અજ્ઞાન અંધકાર, મૃત્યુ વગેરે કંઇ વિલક્ષણ સ્વરૂપને ધારણ કરે છે–કહો કે તેના સૌંદર્યની–તેના સ્વરૂપસૌદર્યની આશ્ચર્યકારક વૃદ્ધિ કરે છે, એ પણ મને સાથે સાથે જ સમજાઇ ગયું.



# એ તો હું

આકાશ વાદળથી છવાયેલું હતું. છતાં તે ઘનપટને ભેદી ચંદ્ર પોતાનું સૌમ્ય તેજ અંતરે અંતરે વર્ષાવતો હતો. ભૂતલઉપર તેથી કંઈ અવનવો રંગ જામતો હતો. મધ્યરાત્રિના શાંત સમયે અંધકાર-ચન્દ્રિકાના યોગે ક્ષણ ક્ષણ પલટાતા રંગોને દર્શાવતું મનોહર ઉપવન મારી દૃષ્ટિએ આવ્યું. નૈસર્ગિક રમણીય સ્થળ, મનોહર વૃક્ષો, સુંદર તરુલતાઓ, રમણીય કુંજો, દૃષ્ટિઉપર પડતાં જ વૃત્તિ મોહવશ થઈ જતી હતી. છતાં ઉંડાણમાં જે આનંદનું ભાન થતું તે કોઇ વિલક્ષણ પ્રકારનો આનંદ જણાતો હતો. મધ્યે મધ્યે છવાતો અંધકાર વૃત્તિમાં વિલક્ષણ ભાવો સ્ફુરાવી રહેતો હતો. ક્ષણે ભય, ક્ષણે આનંદ, ક્ષણે સુખ, ક્ષણે દુ:ખ એ દ્વંદ્વ ભાવોને વશ વર્તતો હું થોડી ક્ષણ સ્તબ્ધ સરખો, તે ઉપવનની મધ્યમાં ઉભો રહ્યો, એટલામાં જ ધીમો મધુર સ્વર મારા શ્રવણે પડયો. આનંદની કોમળ લહરીઓ મારા શરીરમાં ઝણઝણી ઉઠી. બીજી પળે તે આનન્દ વીલાઇ ગયો. આશ્ચર્ય !... ......ભય !......તટસ્થતા !......સ્વસ્થતા !......શાંતિ ! એમ વિવિધ ભાવો હું અનુભવી રહ્યો. સ્વર બંધ જ હતો. કયી દિશામાંથી એ સ્વર

આવ્યો તેનો નિર્ણય કરવા મારી વૃત્તિ વિચારતી હતી એટલામાં પુનઃ જરા મોટેથી તે જ મધુર ,અતિ મધુર સ્વર, તે નિઃશબ્દ સ્થળમાં રેલાવા લાગ્યો. હું પુનઃ આનંદના તરંગોમાં ઉછળવા લાગ્યો. સ્વર લંબાયો. હું પણ ડોલવા લાગ્યો. સ્વરની દિશા સાધી તે તરફ પ્રયાણ કરવા વૃત્તિમાં નિશ્ચય સ્ફુર્યો. નિશ્ચય દૃઢ થયો. પ્રયત્ન આરંભ્યો. પુનઃ સ્વર શાંત થયો. હું વિચારમાં પડ્યો—શું મને કોઈ જોતું હશે? મારા પગરવને કોઇ સાંભળતું હશે? એ સ્વર કોના મધુર કંઠમાંથી તરંગ-માળાની માફક વહેતો મારા હૃદયને સ્પર્શી આવા કોમળ ભાવો જગાવી રહ્યો છે, તે જોવાની ઉત્સુકતા વધતી જતી હતી. છતાં સ્વર શાથી બંધ રહે છે, શાથી પુનઃ આરંભાય છે, એ સૂક્ષ્મ બુદ્ધિપૂર્વક નિર્ણય કરવા હું વિચારલીન થતો, ત્યાં પુનઃ તે હૃદય ડોલાવનારો મોહક મધુર આલાપ શરૂ થતો. મેં હવે તે દિશાતરફ જવાનો વેગ ધર્યો. થોડે દૂર ન ગયો એટલામાં ઘોર અંધકાર છવાઇ રહ્યો. સ્વર પણ બંધ પડી ગયો! હું અકળાયો. છતાં ધૈર્ય સેવ્યું. થોડી વાર શાંતિ મેળવવા બેઠો. અંધકાર લંબાયો, પણ હું વિકળ ન થયો. જે ચમત્કારની ભૂમિમાં અત્યારે મેં પ્રવેશ કર્યો છે, તેનું હવે પૂર્ણ નિરીક્ષણ કર્યા વિના પાછા ન ફરવું એવો અડગ નિશ્ચય મારી મતિએ ધારણ કર્યો. નિશ્ચયના અંતે થોડી જ ક્ષણો વીતી નહિ એટલામાં ચંદ્રિકા પથરાઇ રહી. સ્વર તો બંધ જ હતો છતાં કૃત નિશ્ચયથી ભ્રષ્ટ ન થતાં મેં મારી ગતિ આગળ વધારી. એટલામાં મારી પાછળ એવો જ શબ્દ સંભળાયો. હું સ્તંભ્યો; વિચારમાં પડ્યો. શું પાછા જવું? મુંઝાયો. હૃદય! હવે શું કરવું? હૃદયે ઉત્તર આપ્યું? એ ખોટો ભણકાર છે! આગળ જા. હું આગળ ચાલ્યો. છતાં ઘડી ઘડી શંકાશીલ થતાં ઉભો રહેતો. છતાં આગળ વધ્યો. હવે તે સ્વર વધારે મ્હોટા રૂપમાં સંભળાવા લાગ્યો. તે સ્વરપ્રેરકની નિકટ હું આવી પહોંચ્યો હોઉં તેમ જણાવા લાગ્યું. મારૂં ચિત્ત હર્ષઘેલું થવા લાગ્યું. એટલામાં જ સ્વર બંધ થયો. હું વિમાસણમાં પડ્યો! શું તેણે મને જોયો! ફરીથી હું તેની દૃષ્ટિમર્યાદામાં

આવી જતો હોઇશ ? શું કોઇ ઓથે લપાઇ રહીને આવી ચેષ્ટા કરે છે ! મને જોઇને તે નાસી તો નહિ જાય ! કંઇ નહિ. જે થવાનું હો તે થાઓ. હું ચાલ્યો. થોડે જ દૂર જતામાં તો અહો ! શું વર્ણવું ? શું કહું ? હું સ્તબ્ધ બની ગયો. મારા અંગો નિશ્ચેષ્ટ થતાં લાગ્યાં. એ મોહકતા ! એ લાવણ્ય ! ન દીઠું, ન સાંભળ્યું ! એક અપ્રતિમ લાવણ્યમયી મૂર્તિ મારી દૃષ્ટિએ પડી. હું વિશેષ સાવધ થયો. મારે સાવધ થવાની જરૂર જ હતી. એના અંગે અંગમાં મનોહરતા છવાઈ રહી હતી. જ્યાં દૃષ્ટિ પડે ત્યાં જ તે ચકચૂર બની જતી. મારૂં હૃદય મદથી ડોલી જતું. મારૂં મગજ મારા સ્વાધીનમાં રહેતું ન હોય તેમ જણાતું હતું. છતાં એ અવસ્થામાં મારી શી દશા થાય એ જ વિચારે હું સાવધ થઇ મારા મનઉપર વાધારે કાબુ રાખવા લાગ્યો. નિકટતર જતાં તે સુંદરી ઉઠીને ઉભી થઇ. મારી ગતિ અટકી ગઈ. જીભ તાળવે ચોટી ગઈ. બોલવા વૃત્તિ છતાં જાદુને વશ થઇ ગયેલો હું પ્રયત્ન કરતો ત્યાં તો ત્ ત્ ત્ ત્ મ્ મ્ મ્ મ્ જ થઈ જતું ! હવે શું કરવું ? મારી દૃષ્ટિ પણ તે મૂર્તિસામે સ્થિર કરી શકતો નહોતો. તેનું તેજ, તેનું ગૌરવ, તેનું ગાંભીર્ય એટલાં તો પ્રભાવવાળાં હતાં કે હું તેથી દબાઇ જ જતો.

આરસની શ્વેત શિલાઉપર તે બેઠેલી હતી ત્યાંથી ઉભી થઇ. તે આગળ ચાલી. હું હવે વધારે હિંમત કરી શકું તેમ નહોતું. મારી ગતિ લંબાવવી એ મોટું વિચારભરેલું કાર્ય મને જણાયું. હું તો ઉભો જ રહ્યો. તે તરુણીએ પાછું વાળીને જોયું ! તેના નયનમાં હાસ્યની છટા હતી. તેના મુખઉપર મનોરમ સ્મિત હતું. ક્ષણભર જોઈ, તે ઉભી રહી. હું લોભાયો. ગયેલી હિંમત પાછી આવી. મેં ગતિ લંબાવી. તે આગળ અને હું પાછળ. થોડેક દૂર આ પ્રમાણે અમે આગળ વધ્યાં. મારા હૃદયમાં ઉપરાઉપરી એટલા ભાવો તરવરતા હતા કે હું તેનું પૃથક્કરણ કરવા અશક્ત હતો. વિવિધ પ્રકારના તરંગો જોરથી ઉછાળા મારી રહ્યા હતા. પુનઃ શંકા પ્રકટી. હું ક્યાં ગતિ કરૂં છું ? કોની

પાછળ ? એ કોણ છે ? મને ક્યાં દોરી જાય છે ? મોહપાશથી બંધાયેલો હું કોની પાછળ તણાયો જાઉં છું ? હું ફસાતો તો નથી ? એવા વિચારો સ્ફુરતાં વળી હું અટક્યો. વળી તે જ મોહક સ્મિત–તે જ નયનભાવ ! એ નેત્ર જ મને બંધનમાં નાંખતાં. હું તે સાંકળે જકડાઈ જતો. તેની પાછળ પાછળ ઘસડાઇ જતો. તે ચાલી. હું પણ ચાલ્યો-ઘસડાયો !

વાદળાંએ અત્યારે પૂર્ણ કૃપા કરી. આકાશ નિરભ્ર થઈ ગયું. શીતલ પ્રકાશ છવાઇ રહ્યો. દૃશ્ય અપૂર્વ હતું, પણ તે જોવા મને અવકાશ નહોતો. મન દૃષ્ટિસાથે મળે નહિ ત્યાં સુધી જોવાની ક્રિયા શી રીતે બને ? મન તો લાવણ્યમૂર્તિના ચિંતનમાં જકડાઈ રહ્યું હતું. તેમાંથી છુટી બહારના અપૂર્વ દૃશ્યને નિહાળવા સ્ફુરણ પણ થાય તેમ નહોતું. છતાં બળાત્કારે વારંવાર હું ક્યાં જાઉં છું તે જોવા વૃત્તિને વેગ આપવો પડતો હતો. એકાએક એક વિશાળ પ્રદેશ થોડે દૂર દૃષ્ટિએ આવ્યો. આસપાસ વૃક્ષોની ઘટા છવાઇ રહી હતી. મધ્યે ખાલી જગા જણાતી હતી. ધોળા પ્રકાશમાં તે સ્થળે બધું ધોળું બરફજેવું જણાતું હતું. એ પ્રદેશની નવીનતા, તેની રમણીયતાનો સંસ્કાર ઉંડાણમાં પડયો. ચિંતન બદલાયું. પણ આશ્ચર્ય ! વિચાર બદલાતાં તે યુવતીતરફ દૃષ્ટિ કરી તો તે ક્યાંહિ દૃષ્ટિએ આવી નહિ ! ઉંચે, નીચે, આસપાસ જ્યાં જ્યાં દૃષ્ટિ જાય ત્યાં ત્યાં જોઇ વળ્યો, પણ હતભાગ્ય !

નિઃશ્વાસ નાંખતો નાંખતો પેલા રમણીય વિશાળ મેદાનતરફ ચાલ્યો. થોડે દૂર જતામાં તો તે ભૂમિઉપર ચંદ્રિકાનાં કિરણો નર્તન કરતાં જણાતાં હતાં–પરાવર્તન પામી કંઇ અજબ તેજ ફેલાવતાં હતાં. બધું શ્વેત, સ્ફટિકમય ! તેજસ્વી સ્ફટિકઉપર પડતાં ધવલ કિરણોની બહાર નિરખતાં હૃદયની ગ્લાનિ ક્ષણભર દૂર થઈ ગઈ. પ્રસન્નતા જણાવા લાગી. મ્હારી ગતિમાં વેગ આવ્યો. હું ઝડપથી આગળ વધ્યો ! અહા ! અપ્રતિમ સુંદરતા ! સ્ફટિકનાં પગથીયાં, સ્ફટિકના

કઠેરા, સ્ફટિકમાં જ બધી કારીગિરી. સુંદરતા, શ્વેતતા, ઉજ્જવલતાની અપૂર્વ છાપ વૃત્તિને આહ્લાદિત કરી રહેતી હતી. મધ્યમાં દૂધજેવું–અરે દૂધથી પણ ઉજળું નિર્મળ જળ ! હું કોની પાછળ, કેમ આવ્યો છું, એ સર્વ વિસરી ગયો. એ અપૂર્વ સ્થળના દર્શનમાં જ કૃતાર્થતાની ક્ષણો અનુભવાવા લાગી !

ક્ષણભર તે સરોવરના કાંઠે ઉભો રહ્યો. પેલી મોહક મૂર્તિના દર્શનમાટે એક ચપળ દૃષ્ટિ ફેંકી પણ તે તો—અદૃશ્ય !

આ મનોહર સ્થળમાં છલોછલ ભરેલાં નિર્મળ જળ જોતાં તૃષા જાણે નહોતી ત્યાંથી જણાવા લાગી. ક્ષણમાત્રમાં તો જાણે મારો કંઠ સૂકાઇ જતો હોય તેમ લાગ્યું. તે નિર્મલ જલનું પાન કરવા વેગથી હું નીચે ઉતર્યો ! સાથે સાથે સ્નાન કરી શ્રમજનિત ઉષ્ણતાને પણ નિવારૂં એમ લાગ્યું. હું ઉંડે ઉતર્યો. અરે ! હું ઉંડે ઉતર્યો પણ જળ પણ અદૃશ્ય ! તે મોહિનીની સાથે ! જળ જ ન મળે ! આ શું? આ શો ચમત્કાર ! હું વિસ્મય પામી ત્યાં જ ઉભો રહ્યો ! કેટલો કાલ વ્યતીત થયો, તે તમે પાસે રહી કાલની ગણના કરતા હોત, તો જ જાણી શકત !.........

મારે હવે શું કરવું એનો નિર્ણય કરવાને વધારે વાર લાગે તેમ નહોતું. પુનઃ પૂર્વનું જ મોહપાશ મારા ઉપર ફેંકાયું. હું બંધાયો... ઘસડાયો ! પણ હવે તેના સહવાસથી મારો ભય જરા ઓછો થયો હતો. તેને હું કંઇક પૂછી શકીશ એમ મને લાગ્યું હતું. તેથી ધૈર્ય-પૂર્વક હું તેને પૂછવા તત્પર થયો, પણ તે મારા સામું પણ જુએ ત્યારે ને? તે તો વાયુના વેગે જાણે ઉડતી હતી ! તેની ગતિ હંસજેવી જણાતી હતી ! વળી જ્યાં તેના ચિંતનમાં પડતો, તેની અપૂર્વ સુકુ-માર દેહલતાઉપર દૃષ્ટિ નાંખતો, એટલે બધું ભૂલી જતો ! છતાં ક્ષણે ક્ષણે એમ થતું: એ કોણ ? મનુષ્ય, દેવ, યક્ષ, રાક્ષસ, પિશાચ—કોણ ?

અમે આગળ વધ્યાં. કંઇ કંઈ માર્ગ વટાવ્યા. કંઇ કંઈ વૃક્ષરાજિ

પસાર કરી. કંઇ કુંજ–નિકુંજો ચાલી ગઈ. જાણે વિમાનમાં જ ઉડતા હોઇએ તેવું વચમાં વચમાં કોઇ કોઇ ક્ષણે ભાન થઇ જતું. થોડી જ વારમાં વાતાવરણ બદલાયું. સંગીતનો ધ્વનિ ચારે દિશામાં રેલાતો હોય તેમ જણાયું. વીણા, મૃદંગ વગેરેના મીઠા સ્વર દિશાઓને ભરી રહ્યા હતા. કોકિલને લજાવનાર અવર્ણનીય મધુર કંઠના આલાપ ચાલી રહ્યા હતા. એ સર્વ દૃષ્ટિએ પ્રત્યક્ષ થતાં વાર ન લાગી. એક મનોહર ઉપવાટિકાની મધ્યમાં તરુણ લલનાસમાજ મારી દૃષ્ટિએ પડ્યો. ચારે દિશામાં નીલમણિના રચેલા સુંદર ફુવારામાંથી જળબુંદ ઉડી રહ્યાં હતાં. નૂપુરઝંકાર નૃત્યનો ખ્યાલ આપી રહ્યાં હતાં. શીતલ કોમળ વાયુની લહરીઓ ચિત્તને વિલક્ષણ પ્રસન્નતા આપતી હતી. સંગીત તેના સંપૂર્ણ રૂપમાં રેલાઈ રહ્યું હતું. સાંભળનાર સ્વર્ગભૂમિમાં છે કે તેથી પણ કોઈ ઉત્કૃષ્ટ લોકમાં છે એ કહી શકવું મુશ્કેલ હતું. પાસે સુવર્ણની મોહક પ્યાલીઓ પડેલી હતી. મદિરાનો સુગંધ તેમાંથી ઉડતો હતો. શું જોઉં? શું સાંભળું? મને કંઈ સમજ પડતી નહોતી! એકએકથી ચઢીયાતું રૂપ જોઉં? એક એકથી ચઢતો શૃંગાર જોઉં? એક એકથી ચઢતા મોહક મીઠા કંઠને સાંભળું? એકએકથી અપૂર્વ નૃત્યકલાને નિરખું? એક એકના અભિનયને અવલોકું? શું કરૂં? આ સર્વ વસ્તુઓ મનુષ્યો ભૂતલઉપર જુએ છે તેથી વિશેષ રૂપમાં તેમની કલ્પનામાં મેં જે જોયું તે આવવું અસંભવિત છે. મનુષ્ય તો પોતે સારામાં સારૂં જે જોયું હોય તેની જ કલ્પના કરી શકે. પણ એ સર્વ ન વર્ણવી શકાય તેવું, તે કહેવાના શબ્દો જ ન જડે એવું...અપૂર્વ !...હતું.

મધ્યમાં એક મણિજડિત સુવર્ણનું સિંહાસન પડેલું હતું. તેનાં રત્નોની પ્રભા અલૌકિક હતી. પાસે સૌમ્ય તેજ પ્રસરાવતા રંગબેરંગી દીપકો પ્રકાશી રહ્યા હતા. પુષ્પમાળાઓથી તેને વિશેષ અલંકૃત કરેલું હતું. તે ખાલી હતું. તેના ઉપર કોઈ બેઠેલું નહોતું. શું કોઈ દિવ્ય દંપતીના આગમનની રાહ જોતી, તેમના આવવાનો સમય

સમીપ આવવાથી આ સર્વ તરુણીઓ આ અપૂર્વ રંગ જમાવી રહી હતી ? આ સિંહાસન કોને માટે ? શું પેલી મોહિનીમાટે ? શું તે સર્વની અધિષ્ઠાત્રી કોઈ દેવી હશે ? આ સર્વ દેવીઓનો સમાજ હશે ? આ સર્વ દેવાંગનાઓ હશે ? શું હશે ? કોણ હશે ? એ વિચાર સહજ જ મારા હૃદયમાં ઉદ્‌ભવતા હતા. ક્ષણભર એમ પણ થયું—શું તે રસભરી યુવતીએ પોતાના લગ્નનિમિત્ત આ તૈયારીઓ ગોઠવી હશે ? શું તે કોઇ દિવ્ય પ્રદેશવાસિની મનુષ્યલોકના સમાગમને ઇચ્છતી મને અહિં તેડી લાવી હશે ? શું તે શાપિત કોઈ અપ્સરા હશે ? એવા એવા અનેક વિચારો વિજળીના કરતાં પણ વધારે વેગથી મારા મગજમાં ઉભરાઇ જતા.

મધ્યસિંહાસનઉપર કોણ આવે છે, શું થાય છે, એ સર્વ જોવાની મારી ઇચ્છા ક્યાંહી ચાલી ગઈ. કારણ સર્વાંગસુંદર સુંદરીઓનો સમૂહ, શૃંગાર અને અભિનયની પૂર્ણતા, શૃંગારને ઉદ્દીપન કરતું મનોહર, અતીવ મધુર સંગીત, રસમય વાતાવરણ, આ સર્વની મારા હૃદય-ઉપર પ્રબળ અસર થવા લાગી. હું મદથી મત્ત થવા લાગ્યો. થોડી-વારમાં તો હું ચકચૂર બની ગયો. મારાં ભાન સાન ચાલ્યાં ગયાં. હું નિશ્ચેષ્ટ થઈ જડવત્ પૃથ્વીઉપર પડ્યો !

* * *

તે સ્થિતિમાંથી રસિક બંધુ ! મને કોણે ઉઠાડ્યો ? તમારી રસ-વૃત્તિના પ્રવાહમાં તણાઇ તમે ક્ષણભર અનુમાન કરવા પ્રેરાશો જ કે તે સુંદરીવૃંદમાંથી કોઈ કોમળ હૃદયનીએ આવી મને ઉઠાડ્યો હશે. તેના હસ્તની કોમળ અંગુલિનો સ્પર્શ પણ અનુભવવા મને લાભ થયો હશે. પરંતુ એવા ભ્રમને વશ થશો નહિ ! મારે સ્વતઃ જ બધું કરવું પડ્યું ! તે નિશ્ચેષ્ટ અવસ્થાના કાળનું મને ભાન નથી. હું કયાં છું, કેવી સ્થિતિમાં છું, અરે કોણ છું એ પણ જાણે મને સ્પષ્ટ નહોતું. બધું જ શૂન્યવત્! ધીરે ધીરે મેં સ્વસ્થતાને ધારણ કરી. મારી સ્મૃતિ જાગ્રત્ થવા માંડી. મેં પેલી મોહિની મૂર્તિમાટે તરસ્યાં નેત્રો ફેરવ્યાં,

પણ તે તો હોય જ શેની? આસપાસના દશ્યપ્રતિ દૃષ્ટિ નાંખી. પણ ત્યાં તો ઓહો! ભયંકર દશ્ય! ભયંકરતા......કુરૂપતા......બીભત્સતા ...જુગુપ્સાના ભાવો જગવનારૂં–વિલક્ષણ દશ્ય મારી દૃષ્ટિએ મેં અવલોકયું. વર્ણન શું કરૂં? એની સ્મૃતિ જ ભયંકર છે. સુંદરીઓ કયાંય ચાલી ગઇ હતી. તેમના સ્થાને જોયેલી વસ્તુનો ચિતાર વધારે ચીતરીશ નહિ. કેટલાંક ભયંકર હાડપિંજર જ હતાં. કેટલાંકની અંદર રુધિરનીગળતા ભાગો દેખાતા હતા. કેટલાક માંસલ ભાગો. કેટલાક સડેલા. કેટલાક દુર્ગંધ મારતા. કેટલાક ભયંકર ચાંદાં, વ્રણવાળા! કેટલાક પરૂથી ભરેલા! જવા દો. જવા દો. એ જુગુપ્સા, બીભત્સતાના દશ્યને મારી દૃષ્ટિએથી જવા દો. હું વધારે વર્ણન નહિ કરૂં! મને હવે ત્યાંથી એકદમ નાસવાનો જ વિચાર થયો. પાછો જાઉં એમ જ હવે તો થઇ ગયું હતું. કોઈ પિશાચિની, કોઇ ચૂડેલના પંઝામાં જરૂર સપડાયો છું એમ મને લાગ્યું. મારાં પણ હાડકાં ચામડાં તે જૂદાં કરી નાંખશે એવો ક્ષણભર વિચાર આવતાં હું કંપી ઉઠયો. મેં તે સ્થળ છોડયું. વિચારવિના જ પગલાં ભરવા માંડયાં. કયાં, કયી દિશામાં જવું તેનો નિર્ણય થતો જ નહોતો, પરંતુ મારે નિર્ણય કરવાની જરૂર જ કયાં હતી? મને દોરનારી તે અજ્ઞાત તરુણી હાજર જ હતી! કોણ જાણે કયાંથી મારી સમક્ષ, મારાથી થોડે દૂર તે મોહક સ્મિતભર્યું વદન મારી નજરે પડયું! પણ હવે તેના સ્મિતથી, તેના નેત્રકટાક્ષથી ન લોભાવું એમ મને દૃઢ થયું હતું. તેથી તેનું સ્મિત જોતાં છતાં હું ઉભો જ રહ્યો. તે પણ સમક્ષ જ ઉભી હતી. મુખઉપર એ જ સ્મિત. છતાં નેત્રો નીચાં ઢળેલાં હતાં. આથી કરીને તેની મુખાકૃતિસામે નેત્ર ભરી જોવાનો મને લાભ મળ્યો! ચમકદાર મોતીના પાણીજેવો તેની ત્વચાનો અદ્દભુત મોહક રંગ, ઢળેલાં નેત્રો, મોહક સ્મિત, દેવ, ઋષિ કે યોગી પણ ચલિત થાય એ લાવણ્યપ્રભાવઆગળ મનુષ્ય! તું શી વિસાતમાં? તે કંઇ વિલક્ષણ ભાવ કરતી આગળ વધી. હવે હું કેમ ઉભો રહી શકું? ક્ષણભર તેને ધારી ધારીને જોઈ તેમાં તો જાણે મારે તેની સાથે કેટલાંએ

વર્ષોનો સંબંધ હોય તેવો વિલક્ષણ સ્નેહભાવ મારા હૃદયમાં જાગૃત થઈ ગયો હતો, એટલે જીવ ઝાલ્યો રહે તેમ નહોતું. વળી અમે ચાલ્યાં.

આ વખતે અમારો માર્ગ વિલક્ષણ હતો. માર્ગમાં ઘણાં મેદાનો આવ્યાં. ખીણો આવી. ટેકરીઓ વટાવી. આગળ ચાલ્યાં ત્યાં એક વિશાળ રેતીનો પુલિનપટ આવ્યો. ઉજળી રેતી, તેમાં પડેલી ચમકતી છીપો, ઉપરથી પડતો શ્વેત ચંદ્રપ્રકાશ, થોડે દૂર વહેતો નિર્મળ જળનો પ્રવાહ, શાંત સમીરલહરી: પુનઃ હૃદય ઉલ્લસિત કરવા લાગ્યાં. નવીન દૃશ્યો પૂર્વપ્રસંગોને સ્મૃતિમાંથી વિલાવવા લાગ્યાં. આગળ જતાં રેતી તો આરસની ભૂકીજેવી શ્વેત અને ચળકતી જણાવા લાગી. મધ્યે મધ્યે રંગબેરંગી પત્થરની ઝીણી કરચો પથરાયેલી હતી. સફેદ પ્લશના ગાલીચામાં રંગબેરંગી પુષ્પો ઝીણાં ઝીણાં ભરેલાં હોય, ઉપર ચળ-કતી ટપકી ચોટેલી હોય, તેવો કોઈ મનોહર દેખાવ જણાતો હતો. નદીતટ સમીપ જણાવા લાગ્યો. જેમ જેમ સમીપ જતા ગયા તેમ તેમ પટ અતિ વિશાળ જણાયો. તટનિકટ આવી પહોંચ્યા. કિનારે સુંદર હોડી પડેલી હતી. તેમાં બેસવાને માટે ઉત્તમ વ્યવસ્થા જણાતી હતી. હોડી જોતાં જ મને એક પ્રસન્નતાજનક વિચારનું સ્ફુરણ થયું. હું મનમાં જ મલકાયો. નદીપાર જવાને માટે તે સુંદરીસાથે હોડીમાં સહેલ કરવાનો અત્યંત સુખદ પ્રસંગ મળશે એ તર્ક સાધા-રણ આનંદ ઉપજાવે તેવો નહોતો ! તે લલિત લલનાના લાવણ્યનું નિમેષમાત્રનું દર્શન પણ કંઇ કંઇ અદ્‌ભુત ભાવો જગવતું, તો આ તો હોડીમાં સાથે વિહાર ! મારો આનંદ કેટલી સીમાએ પહોંચ્યો હશે તે માપવાનું યંત્ર શોધાયું નથી !

આનંદમાં ને આનંદમાં તટે તો આવી પહોંચ્યો ! તે ભાગ્યશાલી ક્ષણની વાટ જોતો ઉભો રહ્યો. શું થાય છે તે મૌનપણે જ જોવા નિશ્ચય થયો હતો. તેથી કશું જ ન બોલતાં હું ઉભો જ રહ્યો. આ વખત તેણે એક વિશેષ ચિહ્‌ન દર્શાવ્યું. હાથની સાન કરી મને હોડીઆગળ

બોલાવ્યો. હવે મારૂં હૃદય ઝાલ્યું રહેતું નહોતું. વેગથી તે ધડકવા લાગ્યું હતું ! હું જેમ તેમ હોડીપાસે ગયો. તે જરા દૂર ઉભી. હું હોડીઉપર ચઢ્યો. ચઢતામાં તો તેણે શું કર્યું અને કેવો ધક્કો માર્યો કે તે હોડી પવન-વેગે પાણીમાં તરવા લાગી. જોતજોતામાં તો તે નદીની મધ્યે આવી પહોંચતી જણાવા લાગી. હું...હું તો ફટારેલે ડોળે તેના સામું જ જોઇ રહ્યો હતો: ક્યાં ? મારી નિકટ ? હોડીમાં ? હું ભૂલ્યો તેવું તમે ભૂલશો નહિ ! તે મને સહવાસનો લાભ આપવા જરાએ આતુર નહોતી એમ જણાયું ! હોડીમાં હું એકલો જ ! આનંદને સ્થાને બમણી નિરાશા ! તે ! તે તો નદીમાં – નદીના જળપ્રવાહઉપર સરસરાટ કરતી હોડીથી પણ આગળ વેગથી ચાલી જતી જણાતી હતી ! મારી નિરાશાનાં દુઃખ ગાઉં કે તેની જળપરની ગતિના આશ્ચર્યને જણાવું ! મારા અંતઃકરણમાં કોઈ નિશ્ચિત ભાવ નહોતો. ક્ષણે આશા, ક્ષણે નિરાશા, ક્ષણે આનંદ, ક્ષણે વિમાસણ, ક્ષણે આશ્ચર્ય, ક્ષણે ભય ! આવી મારી અવસ્થા હતી. હજી તો મારી કહાણી ક્યાં ? મધ્યે હોડી તો આવી. આવીને અટકી. ન ચસે આમ, ન ચસે તેમ. એટલામાં તો મગરમચ્છજેવું કોઈ પ્રાણી વેગથી હોડીતરફ આવ્યું. જોતજોતામાં તો હોડીને જોરથી ઝપાટો લગાવ્યો ! મધ્ય સરિતાના પ્રવાહમાં, હવે શી દશા ! હોડી ડુબું ડુબું થઇ રહી. મારૂં પણ આયુષ્ ક્ષણ બે ક્ષણમાં જ પુરૂં થશે એમ લાગ્યું ! તરીને પણ ક્યાં જવાય ? પેલું વિકરાળ પ્રાણી ભયંકર મુખ વિકાસી પાસે જ તૈયાર હતું. પણ હજી અનુભવો બાકી હતા. હોડી થોડી વારમાં પાછી સ્થિર થઇ ગઇ. પેલું પ્રાણી કોણ જાણે કયાંયે ચાલ્યું ગયું !

શું કરવું તેનો વિચાર કરૂં ત્યાં તો હોડીમાં સુંદર હલેસાં પડેલાં જણાયાં. પણ હવે કયી તરફ હંકારવું ? તેનો નિર્ણય તો પેલી જાદુગરણીના જ હાથમાં હતો ! સામે કિનારે ઉભાં રહી મારા તરફ જોઈ તેણે એક અટ્ટહાસ્ય કર્યું ! તેના હાસ્યનો ધ્વનિ, તેની મૌક્તિકજેવી દંતપંક્તિ, તેના અંગની ચેષ્ટા, મારૂં બધું દુઃખ વિસરાવવા, અરે આથી

પણ વધારે દુઃખ અનુભવ્યું હોત તો તે પણ વિસરાવવા, બસ હતા. મેં હોડી તે દિશાતરફ હંકારી !

મને સમજાતું નથી કે હું હોડી કેવી રીતે ચલાવી શક્યો ! છતાં પૂર વેગથી તે કિનારે પહોંચી ગઈ. હોડીમાંથી ઉતરી હું ચાલવા લાગ્યો. તે મનોરમ મૂર્તિ પણ આગળ ગતિ કરવા લાગી. હવે તો મને એમ જ થયું કે તેની પાછળ ન જ જાઉં. ઉભો રહું. બેશી જ જાઉં. નદીની રમણીય રેતીમાં બેઠો ! હાલ્યો પણ નહિ. જોઉં છું હવે શું થાય છે; તે શું કરે છે ! સ્તબ્ધસરખો જાણે કંઇ પણ ભાવ વિનાનો હું બેશી જ રહ્યો. ત્યાં તો ચંદ્ર ધીમે ધીમે આછો થઇ ગયો. અંધકાર પ્રસરવા લાગ્યો. થોડી જ વારમાં ઘોર અંધકાર છવાઇ જશે એમ જણાયું. તોપણ ત્યાંથી ન જ ચળવું એમ મેં તો નિશ્ચય કર્યો હતો. પણ મારા નિશ્ચયને ડગાવનાર વિઘ્નો ક્યાં ઓછાં હતાં ! શું વળી તે રમણીએ આકર્ષણ કર્યું ? અરે દૈવ ! તેણે કર્યું હોત તો તેટલી ક્ષણ પણ ધન્ય ગણત ! પરંતુ અંધકારની મધ્યમાં એક ભયંકર પ્રાણી મારા તરફ દોડતું આવતું જણાયું ! હાથીજેવા તેના પગ હતા, પ્રાણઘાતક તીક્ષ્ણ ત્રિશળજેવાં તેનાં બંને બાજુનાં શીંગડાં હતાં, નાકઉપર તલવારજેવું વાંકું વળેલું શીંગડું હતું. તેના નાકમાંથી ઉડતા પવનના સુસવાટાથી જાણે અગ્નિની શિખાઓ ઉડતી હતી. તેના મોઢામાંનું ફીણ ભયંકર દેખાવ આપતું હતું ! હવે ક્યાં જવું ? બેસી રહ્યે વળે તેમ નહોતું. મૃત્યુ સમીપ છતાં જીવ બચાવવા પ્રયત્ન કર્યા વિના રહેવાય તેમ નહોતું. નસાય તેમ હવે તો નાસ મારા બાપ કરતો હું તો દોડ્યો ! પેલી મૂર્તિ ગઈ હતી તે જ દિશામાં. અંધારે કંઈ પત્થરમાં અફળાયો. કંઈ ઝાડને ભેટી પડ્યો. કંઈ ઝાંખરામાં ભરાઈ ગયો. છતાં આગળ વધ્યો.

અંધકાર હવે આછો થતો હતો. પેલું પ્રાણી ક્યાં, કયી દિશામાં ગયું તેની કોણ ખબર રાખે ? શી રીતે રાખે ? જીવસટોસટની વાત હતી ! પણ હવે તો ઉષાનો રમ્ય પ્રકાશ પૂર્વમાં જણાવા લાગ્યો.

પક્ષીઓનો મધુર કોલાહલ કાને અથડાવા લાગ્યો. રાત્રિની ભયંકરતા નિવૃત્ત થઇ ગયેલી જણાવા લાગી, અને શાંત, ભયરહિત વાતાવરણની અસર વૃત્તિઉપર થવા લાગી. સામે જોઉં ત્યાં તો મનોહર વૃક્ષો ઝુકી રહેલાં જણાયાં. મંદ પવનમાં ડોલતી ડાળીઓ, ફુલભારથી નમેલી શાખાપ્રશાખાઓ, વિવિધ રંગનાં મોહક સ્વાદુ ફળો વગેરેનું દર્શન પુનઃ ચિત્તને સ્વસ્થ અને શાંત કરવા લાગ્યું. અહા ! કેવાં રંગબેરંગી વૃક્ષો ! કેવાં સુંદર પલ્લવો ! કેવી કોમલ ડાળીઓ ! પણ આશ્ચર્ય ! જ્યાં જોઉં ત્યાં આશ્ચર્ય ! ઉંચી ઉંચી કેળો ! તેને ગોળ ગોળ આમ્રજેવાં ફળો ! નીચા નીચા આંબા ! તેને સાલેભાઇની લાંબી કરતાં પણ લાંબી લાંબી કેરીઓ ! ગગનચુંબી દાડમીઓ ! તેને બોરજેવાં ફળ ! મોગરાજેવી નાની નાની બોરડીઓ ! તેને કોહાંજેવાં ફળ ! અરે આશ્ચર્યની તો સીમા જ નથી. આગળ જાઉં તેમાં તો કોઇ કોઇ ઝાડે સુવર્ણના પતરાંજેવા રંગની ઝમકવાળાં ફળ ! નીલમજેવાં ઘેરા લીલા રંગનાં જાંબુ ! સુવર્ણનાં જ હોય તેવાં આંબળાં ! માણેકના જેવા ઘેરા રંગની નારંગી ! આસમાની રંગનાં સફરજન ! હું તે શું શું વર્ણવું ! અરે હજી તો આશ્ચર્ય વધારે છે પણ હવે હાલ તો આટલેથી જ પતાવીશ. આવાં કદી ન જોયેલાં તેવાં વિલક્ષણ, જોવામાં અત્યંત મોહક, અને અંદરના સ્વાદની ઉત્ત-મતાની ખાતરી આપનારાં ફળ જોઇ જીવડો લોભાયા વિનો રહે ! મેં એકાદ ફળ તોડયું ! દાંતથી જ કરડયું ! પણ જોઉ ત્યાં તો અંદર કંઈ વિલક્ષણ જંતુઓ ભરેલાં ! એકદમ ચીતરી ચઢતાં જ તેને ફેંકી દીધું. વળી બીજું તોડી જોયું ! તોડતામાં જ કોઈ એવી વિલક્ષણ વાસ નીકળી કે તેને પણ નમસ્કાર જ કરવા પડયા ! હવે તો ફળને અડવું નહિ એમ વળી નિશ્ચય કરી આગળ વધ્યો. ત્યાં તો એક રમણીય ક્યારો નજરે પડયો. તેની ચાર દિશામાં ચાર પ્રૌઢ વૃક્ષો જણાતાં હતાં ! તે ઘણાં જ ભરાવદાર અને ગંભીર જણાતાં હતાં. પણ શું ? આશ્ચર્યની સીમા ઓળંગી જાય છે ! ઝાડઉપર દૃષ્ટિ કરૂં ત્યાં તો વિલક્ષણતાનો પાર નથી ! ઝાડ ઉપર સુંદર જલેબી ! તાજામાં તાજી, સુંદરમાં સુંદર,

જલેબીને ટક્કર મારે તેવી મોહક જલેબીનાં કુંડાળાં લટકતાં હતાં ! અરે પણ એકલી જ જલેબી નહિ ! ભાતભાતનાં પકવાન્ન ! કહો ! આશ્ચર્યનો પાર છે ? પણ હવે તેનાં વિવિધ પ્રકારનાં વર્ણનો કરી તમારી જીભમાંથી ખોટો રસ ઝરવવા માગતો નથી ! ભાઇ ઉત્તમોત્તમ જલેબીના કુંડાળાને જોઇને તો મારા હૃદયમાં કુંડાળાં ઉઠવા લાગ્યાં ! મારા પેટમાં પણ કુંડાળાં જ–તરંગ જાગ્રત્ થવા લાગ્યા. અને મેં તે ઝાડઉપરથી કુંડાળું ઉતાર્યું ! મોંમાં મૂક્યું ! હાશ કરી પ્રસન્નતાનો ઉદ્ગાર કાઢ્યો ! લોભવશ જીવે બીજો પ્રયત્ન કરવા આરંભ કર્યો ! ત્યાં તો બાપલીયા બાપ ! એ કુંડાળાએ તો મારાં આંતરડાંમાં એકદમ ગુંછળાં ગુંછળાં વાળ્યાં ! જોતજોતામાં તો જે ચુંક ઉપડી તે જાણે કે આંતરડાં હમણાં જ નીકળી પડશે. હા દૈવ ! હા કષ્ટ ! મને શી બુદ્ધિ સૂઝી ! હવે શું કરૂં ! તરફડીઆં મારતાંમાં ચુંક ઓછી થતી જણાઈ ! પણ શરીર જાણે ઢોલજેવું બની ગયું ! પગ જાણે થાંભલા થઈ ગયા ! પેટ જાણે પખાલ જેવું મોટું થઈ ગયું ! હવે તો અહિંથી નાસ કરતો હું તો નાસવા જ માંડયો ! મુઠી વાળી મેં તો દોડવા જ માંડયું ! ચુંક ચાલી ગઈ ! શરીર સ્વચ્છ થયું જણાયું !

હું તો દોડતો જતો હતો. થોડી વાર તો પેલી મોહનમૂર્તિને પણ જાણે ભૂલી ગયો હતો. આંખ ઉઘાડી છતાં જાણે બહાર કશું જ જોતી નહોતી. આસપાસ શું છે તેનું જાણે મને ભાન પણ નહોતું. પરંતુ થોડી વારે જ્યાં દૃષ્ટિ કરૂં ત્યાં તો અવર્ણનીય સુંદરતા છવાઇ રહી હતી. મનોહર પુષ્પવૃક્ષોની લાંબી લાંબી હારો જ ચાલ્યા કરતી હતી. રંગબેરંગી કોમળ પુષ્પો, મધુરો સુવાસ, રમણીય આકાર, ઉપર ફરતાં ચિત્તરંજન પતંગીયાં, એક સુંદર છાપ વૃત્તિઉપર પાડી રહ્યાં હતાં. આગળ જતાં તો ગુલાબનાં પુષ્પોનું જ જાણે વિશાળ વન. દૂધજેવો ઉજળો ગુલાબ ! આછો આસમાની ગુલાબ ! સુવર્ણરંગી ગુલાબ ! ગુલાબી ગુલાબ ! વિવિધ રંગના મિશ્રણવાળો ગુલાબ ! કોઇ અકથ્ય

શોભા વિસ્તરી રહી હતી ! એ જ પ્રમાણે ભિન્ન ભિન્ન પુષ્પો મોગરો, જુઇ, જાઇ, બકુલ, ચંબેલીની બહાર ઉડી રહી હતી. થોડી વાર તે બહારનો આનંદ લેવા વૃત્તિ લલચાઈ જતી હતી ! પરંતુ પૂર્વના અનુભવો વૃત્તિને મોહવશ થવા દેતા નહોતા. હું ચાલ્યો જ જતો હતો. ત્યાં મધ્યમાં જ એક ગોળ ઘુમટ જણાયો ! તેની આસપાસ અત્યંત મનોહર પુષ્પવૃક્ષો, પુષ્પલતાઓ, ઝુકી રહ્યાં હતાં. અહિં પણ એક નવાઇ જોવામાં આવી. મોટાં ઉંચાં ઉંચાં ચંદનનાં વૃક્ષો હતાં. તેનો મીઠો મોહક સુવાસ પ્રસરી રહ્યો હતો. તે તરફ દષ્ટિ કરૂં ત્યાં તો તેને વિલક્ષણ પુષ્પો ! ચંદનવૃક્ષનાં પુષ્પો જોતાં વૃત્તિ લોભાણી ! થોડાં તો જરૂર પાસે રાખી લઉં કરીને લેવા જાઉં ત્યાં તો ભયંકર વિષજ્વાલાને ફેંકતા જંગી નાગ ! મનથી જ વિચાર્યું કે આ તો બધે જ પ્રાણ જવા-નાં સાધનો પણ જોડે જોડે જ દેખાય છે !

થયું. હતાશ થઈ આગળ જ પ્રયાણ કરવાનું હતું. થોડે દૂર પેલી ચિત્તાપહારિણી કોઇ પતંગીયાસાથે રમતી ઉભી હતી ! ઘડીમાં કોઇ પુષ્પો ચુંટતી જણાતી હતી ! એક અતિ મનોહર પુષ્પવૃક્ષસમીપ તે ઉભી રહી ! તેની આસપાસ ભ્રમતાં પતંગોમાં તેનું ચિત્ત લાગી રહ્યું હતું. તેનો કેશકલાપ છુટો હતો. ગંભીર, ઉંડા વિચારમાં તે પડેલી હતી ! ક્ષણે કંઈક આનંદ તેના મુખઉપર તરતો જણાતો હતો ! તેને જોઈ હવે તો એમ જ થયું કે પાછળથી છાનોમાનો જઇ તેને પકડું જ ! નાસે તો તેનો ચોટલો ઝાલી રાખું ! પૂછું કે મને શા માટે આમ ભ્રમાવે છે ? તું કોણ છે ? વળી ઘડીમાં એમ થતું કે કોઇ દેવી, મારી પરીક્ષા કરી, તેમાં હું સફળ થાઉં તો કંઇ ઉત્તમ વર આપવા આ બધું કરતી હોય તો ! તો પછી શું કરવું ? તેના હૃદયને ખોટું તો ન જ લગાડવું. વિનયથી પૂછું, આપ કોણ છો ? વિચારમાં ને વિચારમાં હું તેની સમીપ આવી પહોંચ્યો. ત્યાં તો તે ધ્યાનમાંથી જાણે જાગ્રત્ થઇ અને એકદમ આગળ ચાલી !

આગળ ચાલતાં ચાલતાં તો સુંદર નાનાં નાનાં તળાવો જણાવા લાગ્યાં. તેમાં રંગ રંગનાં કમળો ખીલી રહેલાં હતાં. આસપાસ ભ્રમરનાં ટોળાં ફર્યા કરતાં હતાં. ચારે દિશામાં કમળનો સુગંધ વ્યાપી રહ્યો હતો. વાતાવરણ આખું જાણે કમળના મોહક ગંધથી ભરેલું હોય તેવો ભાસ થતો હતો. સુગંધના મહાસમુદ્રમાંથી ઉડતા તરંગો મગજને તૃપ્ત તૃપ્ત કરી એક પ્રકારના મદથી વૃત્તિને મસ્ત કરી નાંખતાં હતાં. ક્ષણભર તો એમાં એમ જ થઈ જતું કે વખતે મગજ ફરી જશે! ચાલતાં ચાલતાંમાં તો ભ્રમરનાં ટોળેટોળાં આવવા લાગ્યાં. મધુમક્ષિકાઓ પણ તેવી જ રીતે ટોળાં વળીને આવવા લાગી. તેમની સંખ્યા તો એટલી હદસુધી વધતી ગઇ કે હવે રસ્તો પણ જાણે તેમનાથી છવાઈ ગએલો જણાવા લાગ્યો! ચાલવું મુશ્કેલ થઇ પડે તેમ લાગ્યું. તેથી હવે વળી અકળામણ થવા લાગી, અને આ મુશીબતમાંથી છુટવા યત્ન કરવા માંડયો. ગમે તે રીતે તેનો અંત જલદી આવી ગયો, અને અમે એક ખુલ્લા મેદાનમાં આવી પહોંચ્યાં!

સીધા સીધા થોડે દૂર ગયાં. ત્યાં તો એક ફકત એક માળની અગાશી જણાવા લાગી. તેનાં પગથીયાંઉપર તે સુંદરીએ આરોહણ કર્યું. મારે પણ ઉપર ચઢવું કે કેમ તે વિચારવાનું હતું. ત્યાં તો તેનો સુંદર હાથ લંબાયો. તેની સુંદર, કોમળ અંગુલિઓ મારા તરફ રહી હાલવા લાગી. હું સમજી ગયો. હું ઉપર જાઉં ત્યાં તો મધ્યમાં એક ભોંયરાનો રસ્તો હોય તેવું જણાયું. તે સુંદરીએ તેમાં પ્રવેશ કર્યો. હું પણ પાછળ પાછળ ઉતરવા લાગ્યો. ઉંડાં ઉંડાં અમે ઉતરતાં જ ચાલ્યાં. થોડી વારપછી અંધકાર વધતો જતો હતો, છતાં મધ્યે મધ્યે પ્રકાશ કયાંહિથી આવતો જણાતો હતો. પ્રકાશ આવ્યા પછી થોડું સીધું સપાટ મેદાન જણાતું. તે ઓળંગી ગયા પછી પુનઃ નીચે ઉતરવાનું થતું. આમ કેટલાંએ મેદાનો વટાવ્યાં. કેટલીએ સીડીઓ અમે ઉતર્યાં! હવે તો ભૂતલની નીચેના, અતિ નીચેના પ્રદેશમાં અમે આવ્યાં હોઇએ એમ મને જણાયું. કોઈ અવર્ણનીય શાંતિ અહિં જણાતી હતી. પણ હવે આ પ્રદેશમાં શું બને છે એ જોવા મારી વૃત્તિ વિશેષ આતુર

થઇ રહી હતી. ત્યાં તો એકાએક સુંદર દેખાવ દૂર દૂર જણાવા લાગ્યો. શું હતું તે હજી સ્પષ્ટ નહોતું થતું. છતાં કોઇક વિશેષ ચમત્કારિક પ્રદેશનો આભાસ થતો હતો. તે પ્રદેશની ભવ્યતાની છાપ દૂરથી જ પડી રહેતી હતી. હું વેગથી આગળ વધવા લાગ્યો. તે......ક્યાં? તે પણ વેગથી જ આગળ ગતિ કરી રહી હતી. આગળ વધતાં એકાએક કોઈ તેજસ્વી પ્રકાશ મારી દષ્ટિપર પડયો. અત્યંત પ્રખર પ્રકાશ હતો. મારાં નેત્રો ઝંખવાઈ ગયાં. પ્રકાશ છતાં હું કશું જ જોઈ શકતો નહોતો, એટલો પ્રખર ક્રમે ક્રમે તે પ્રકાશ થઈ ગયો. હવે હું અટક્યો. મારાથી આગળ વધી શકાયું નહિ. થોડીવાર નેત્ર મીંચી ઉભો રહ્યો. પુનઃ નેત્ર ઉઘાડું ત્યાં તો અપૂર્વ રમણીય દશ્ય! એક ચોકજેવો કેવલ નીલમણિનો ચોક હતો. તેની મધ્યમાં હીરાનું જ બનેલું હોય તેવું અપૂર્વ સિંહાસન હતું. ચાર દિશામાં માણેક, નીલમણિ વગેરે ઉંચામાં ઉંચા ઝવેરાતના સ્તંભો ઉભા કરેલા હતા. તે ઉપર છત્ર હતું. છત્ર તો ક્ષણે ક્ષણે બદલાતા વિવિધ રંગીન જવાહીરનું જ બનેલું જણાતું હતું. ઉંચામાં ઉંચાં રત્ન, મણિ, મૌક્તિકો, તે ઉપર પડતો સુંદર મોહક સૌમ્ય પ્રકાશ, ઝમકદાર આસપાસનું વૃત્તિને ચકિત કરે તેવું દશ્ય, અને મધ્યમાં હીરાજેવું તેજસ્વી સિંહાસન! તે ઉપર પેલી અદ્‌ભુત મોહક તરુણી! ક્ષણભર કલ્પના કરો તોપણ તે દશ્ય તમારી દષ્ટિએથી ખસેડવું પ્રિય બંધુ! તમને નહિ રુચે; ‘તો મારાં ચક્ષુથી હું તેને જોતો હોઉં તે વખતે મારા મનોભાવ કેવા પ્રકારના હશે તે સહજ કલ્પી શકશો. તે લાવણ્યના ભંડારની પુત્તલિ, તેનું મોહક સ્મિત, ત્રિભુવનના ઐશ્વર્યનો ગર્વ, એ સર્વનું જેમ જેમ સૂક્ષ્મ અવલોકન થતું જતું તેમ તેમ હૃદય કોઈ અવર્ણનીય આનંદની ચમકનો અનુભવ કરતું. પરંતુ હતાશ! એ કોણ? મારે એનો શો સંબંધ! આ બધું શા અર્થે? મને દર્શાવવાનું શું પ્રયોજન? એ વિચારોની પરંપરા ઉઠતાં મારા પ્રાપ્ત આનંદનો મહાલય ક્ષણમાં જ ડોલી કડડડ ભૂસ કરતો ચૂરેચૂરા થઈ જતો!

અર્ધ ધ્યાનસ્થ સ્થિતિમાં બેઠી હોય તેવી એ મનોરમ મૂર્તિને ત્યાં આરૂઢ જોઈ હું તેની પાસે પાસે જવા લાગ્યો, ત્યાં તો તે ઉઠી. હાથમાં એક હીરાની પાસાદાર લાકડીજેવો દંડ હતો. તેનો મોગરો ગુલાબી ઘેરા રંગના રત્નનો હતો. તે દંડ ધારણ કરી તેણે હાથવતી સાન કરી. હું તે દિશામાં દૃષ્ટિ વાળવા લાગ્યો. જોઉં ત્યાં તો અપૂર્વ ચમત્કાર! સુંદર પુષ્પવૃક્ષસમાન નાનાં નાનાં વૃક્ષો, નાનાં નાનાં વેલાવેલીઓ. પરંતુ પુષ્પ અને ફળને બદલે કેવો ચમત્કાર! રત્નો, મણિઓ, મૌકિતકો જ તેને લચી રહ્યાં હતાં. કોઈ અલૌકિક રત્નોના ભંડારજેવો અજબ પ્રદેશ જણાવા લાગ્યો! જ્યાં ત્યાં રંગબેરંગી વેલાવેલીઓથી અને અપૂર્વ તેજસ્વી, રંગબેરંગી મણિમય ફળફુલોથી લચી રહેલી અદ્‌ભુત ભૂમિ! ચારે દિશા હું ગાંડાની માફક એક વાર તો જોઇ વળ્યો. દૃષ્ટિ કર્યું કરતી નહોતી! રમણીયતા, મોહકતા, ભવ્યતા, જ્યાં જોઉં ત્યાં નવું. જ્યાં જોઉં ત્યાં ચમત્કાર. જ્યાં જોઉં ત્યાં અલૌકિક રત્નભંડાર! અરે જીવ! આવી રત્નમય ભૂમિમાંથી એકાદ રત્ન હાથ આવે તોપણ જીવન વસુલ થઇ જાય તો આવો ભંડાર હાથથી ખાલી કેમ જવા દેવાય! પણ પૂર્વના અનુભવોએ વૃત્તિમાં કાંઇક ભયના સંસ્કાર નાંખેલા તે મહિં જાગ્રત્ થઈ જતા અને હું કોઇ વસ્તુને સ્પર્શ કરતાં પૂર્વે અટકી જતો. પણ આવી સ્થિતિમાં વૃત્તિને કેટલી રોકી શકાય! એ નીલમજેવાં સુંદર કાચી કેરીનાં રંગનાં પત્રોની વચમાં એક તેજસ્વી હીરો મોગરાના ફુલની માફક ઝુકી રહેલો હતો. તે લેવા વૃત્તિ લોભાણી. તોડીને લેવા જાઉં ત્યાં તો બાપ રે! એક સોટો હાથઉપર આવીને પડયો! કોણ જાણે કયાંથી જમના દૂતજેવો રાક્ષસી માણસ આવ્યો અને મારા હાથઉપર પ્રહાર કરી તત્કાલ પાછો ચાલ્યો ગયો! હાથ પંપાળતો, હાથને દબાવતો, આ રમણીય ભયંકર સ્થાનમાંથી પણ હવે તો છુટીને ઘેર જવાય એમાં જ માલ છે, એમ વિચારી હું તો શાંતિથી જાણે આંખો મીંચીને જ ચાલવા લાગ્યો. આ બધું મારે **જોવાનું છે, ચાખવાનું નથી,**' એ નિશ્ચયને ધારી હું આગળ જાઉં ત્યાં તો મારી

માર્ગનેતૃકા સામી જ જણાઇ ! તેના તરફ દૃષ્ટિ સ્થાપી તેને વિનવવા જતો હતો કે આ બધા પરિશ્રમના ફલરૂપે એકાદ રત્ન લેવાની તો આજ્ઞા આપ ! પણ તેને કાન કયાં હતા ? તે તો આગળ ચાલી. હું પણ અકળાતો અકળાતો તેની પાછળ ચાલવા લાગ્યો. થોડી જ વારમાં એ ભૂમિનો અંત આવી જતો જણાયો. મધ્યે થોડો સપાટ પ્રદેશ મૂકી થોડે દૂર આગળ વધ્યાં ત્યાં તો એક જંગી–અસાધારણ જંગી વૃક્ષ જણાયું. મધુમક્ષિકાનાં ટોળાં તેની આસપાસ ગણગણી રહ્યાં હતાં. તે વૃક્ષઉપર અસંખ્ય મધપુડા બાઝી રહેલા હતા. આશ્ચર્યવાળી નવીન વાર્તા માત્ર એટલી જ હતી કે તે મધપુડામાંથી કેટલાકમાંથી નીચે મધુબિંદુઓ ઝર્યા કરતાં હતાં. નીચે સુવર્ણના ઘટ મૂકેલા હતા. તેમાં તે મધુ એકત્ર થતું હતું તે બધું જોવા અને બને તો ચાખવા વળી વૃત્તિ લોભાઈ જતી. સુવર્ણઘટમાં દૃષ્ટિ કરી આંગળી બોળી મધુનો સ્વાદ લેવા જાઉં ત્યાં તો મક્ષિકાઓનું ટોળું મારી આસપાસ ફરી વળ્યું. હું તેમનાથી ઘેરાઇ ગયો. હું નાસવા લાગ્યો. હાથ હલાવ્યા વિના જ હું મુઠીઓ વાળીને દોડ્યો. ટોળું પણ મારી પાછળ પડ્યું. તેમાંથી કોઈએ મને કશી ઇજા કરી નહિ. ધીમે ધીમે ટોળું ઓછું થતું ગયું. છેવટે જતાં એક બે મક્ષિકાએ જોરથી મારા ગાલે દંશ કર્યો ! હું ઘણો જ અકળાયો. તેનો દંશ અસહ્ય હતો. હવે તો એટલો ક્રોધ વ્યાપી ગયો કે તે જાદુગરણીને પકડી પાડી એકવાર ઉભી રાખું. અને...અને...પણ...

અરે ! પણ પેલા દંશનો ચણચણાટ તો ક્ષણે ક્ષણે વધતો જતો હતો ! હું તે દુઃખમાં મધુમક્ષિકાના જ વિચારમાં લીન થઇ ગયો. મારાં અંગ ઉપાંગ તેનું જ ચિંતન કરવા લાગ્યાં. મારા મનમાંથી તેના જેવો જ ગણગણાટ ઉઠવા લાગ્યો. મારૂં રોમ રોમ ધીરે ધીરે તેના જ ચિંતનમાં લાગી ગયું. મારા હાથપગ તેની પાંખો માફક જ ઉડવા લાગ્યા !...અને જોતજોતામાં તો મારા હાથની પાંખો બની ગઇ ! હું મનુષ્યમાંથી માંખી બની ગયો ! ચિંતનનો અજબ ચમત્કાર મને અહિં પ્રત્યક્ષ થયો ! હવે શું કરવું ? માંખી બનેલો છતાં મને મારા મનુષ્ય-દેહના અહંપણાનું ભાન જાગ્રત્ હતુ ! પણ આ સ્થિતિમાંથી હવે હું

શી રીતે છુટું ! શોકથી હું વ્યાકુલ થઇ રહ્યો. પેલી જાદુગરણી ! એના ઉપર તો એવો ક્રોધ વ્યાપી ગયો હતો કે હવે તો તેને જ જઇને દંશ કરૂં ! માંખીના શરીરનો એ લાભ જરૂર લઈ લઉં ! બસ તેના અધરઉપર જ એવો દંશ કરૂં કે તે પણ જાણે કે મને પણ મળ્યો'તો ! અરે ! પણ હું તો માંખી બની ગયેલો છું. શું કહું ? મળ્યો'તો કહું કે મળી'તી કહું ! કંઈ નહિ. મારો અભિમાની નરદેહનો છે ને ?

તેને દંશ કરવાના વિચારમાં જ હું આસપાસ ભમવા લાગ્યો પણ તેનો કયાંહિ પત્તો જ નહોતો. હું તો મક્ષિકારૂપે જ ગણગણતો, ભયશોકથી આકુળ, ઉડ્યા કરતો હતો ! એટલામાં તો તે તરુણી પાછી નજરે પડી. તેના દેહમાંથી સૂક્ષ્મ તંતુઓનો પ્રવાહ ચાલી રહ્યો હતો. તેના સૂક્ષ્મ, અતિ સૂક્ષ્મ તારો બંધાતા જતા હતા. થોડી વારમાં તો તેમાંથી એક પ્રચંડ જાળ, કરોળીઆનું મોટું જાળું હોય તેવી રચાઈ ગઇ. હું ઉડતો ઉડતો તેને દંશવા ચાલ્યો ! પણ મધ્યમાં તે જાલમાં જ સપડાઇ ગયો ! ભયંકર બાબત ! કરોળીઓ કંઈ દષ્ટિએ આવતો નહોતો છતાં હવે પ્રાણ જવાની છેલ્લી ક્ષણો જ બાકી હતી. શું આજ સ્થિતિમાં હું મૃત્યુ પામીશ ! હરિ ! હરિ ! નાથ ! પ્રભુ !

'નાથ તમે ગજનો બંધ છોડાવ્યો,
આજે આ માંખીને આવી છોડાવો !' નાથ૦

હું ગણગણી ઉઠ્યો !

ગજની વિનતિ શુણી નાથ વ્હારે ધાયા હતા તેમ વ્હારે આવતા જણાયા ! પ્રભુની મનોરમ મૂર્તિ હજી દષ્ટિએ પડતી નહોતી છતાં મારા શરીરની રચના બદલાવા લાગી હતી. એટલામાં જ પેલી રમણીય મૂર્તિ સામી જ જણાઇ ! હું તેને પ્રભુના નામથી પૂછવા લાગ્યોઃ બોલ, તું કોણ ?' મંદસ્મિતપૂર્વક તે બોલી એ...તો...હું..."

શબ્દ સ્પષ્ટ, અસ્પષ્ટ મારા શ્રવણે પડયા અને હું બોલી ઉઠ્યો 'ઓળખી.' ત્યાં તો હું **જાગી ગયો.** પ્રભુની ધૂન વૃત્તિમાં લાગી રહી હતી અને મારા હૃદયમાંથી એ જ ભણકાર ઉઠી રહ્યો હતો :

**એ તો**

**હું**

# વા સ ના

હિમાલયનો એકાંત—અતિ એકાંત—રમણીય પ્રદેશ. સન્મુખ વહેતી ગંગાનો પ્રવાહ! એક ઉચ્ચ શિખરજેવા ભાગઉપર એક સુંદર પર્ણકુટીસમીપ, સ્વચ્છ શિલા પડી છે. તે શિલાઉપર વૃક્ષછાયા ઘડી ઘડી ખેલતી, તેના ઉપર બેસનારને જગતના તાપથી રક્ષતી! સૂર્યાસ્તપૂર્વની થોડી જ ક્ષણોપૂર્વે એ શિલાઉપર એક મધ્યમાયુનો પુરુષ બેઠેલો છે. તેનો સ્વાભાવિક ગૌર વર્ણ, તેનું સુદૃઢ બળવાન્ શરીર, તેનાં પ્રશાંત તેજસ્વી, વિશાલ નેત્રો, જોનારના અંતઃકરણઉપર સ્વાભાવિક પ્રતાપ પાડે તેવાં હતાં. ક્ષિતિજઉપરથી એ જગતજ્યોતિની છેલ્લી તેજરેખા વિલાઈ જવાની તૈયારી કરી રહી હતી. તેનો પ્રકાશ તે યોગાભ્યાસીના મુખમંડળઉપર છવાઈ ગયો હતો. તેના મુખઉપર નારંગી રંગની અદ્‌ભુત ચમક જગવી રહ્યો હતો. આકાશમાં પલટતા વિધવિધ રંગો, નૈસર્ગિક દૃશ્યો, સુંદર તરુવરો, મંદાકિનીનો ખળખળ ખળખળ વહેતો અતિ શુભ્ર જલપ્રવાહ, એ વગેરે દૃશ્યોઉપર ફરતાં તેનાં નેત્રો થોડી જ વારમાં નિશ્ચલતા ધારણ કરવા લાગ્યાં. તેણે પોતાની દૃષ્ટિ એક સ્થળે સ્થિર કરી. ત્રાટક કરી ત્યાં જ તે જોઈ રહ્યો.

નિશ્ચલ વૃત્તિના અનુભવમાં તેની સ્થિતિ ઘણો કાળ ટકી નહિ. પોતાની ધ્યેય વસ્તુમાં તેની નેત્રવૃત્તિ સ્થિર રહી હોય એમ ન લાગ્યું. તેના મુખમંડળમાં વિલક્ષણ પરિવર્તન થવા વાગ્યું. તેનો પ્રાણવાયુ ચંચલતા ધારણ કરવા લાગ્યો. તેની શ્વાસપ્રશ્વાસની ગતિ વધવા લાગી. તેનાં અંગો આળસ મરડવા લાગ્યાં. તેના હૃદયમાં ક્ષોભ કરનાર કોઈ દશ્ય, તેનાં માનસ નેત્રો જોઈ રહ્યાં હતાં! જ્યોતિર્મયી વિશ્વમૂર્તિના સ્થાને તેની દષ્ટિમાં એક સુંદર બાલિકા રમી રહી હતી! તેનાં હસતાં નેત્રો તેનાં નેત્રને આકર્ષી રહ્યાં હતાં. તેની કોમળ મધુર વાણી તેના કાનમાં ગુંજી રહી હતી! તેનું મૃદુ હાસ્ય તેની વૃત્તિને આકર્ષી રહ્યું હતું! તેની મોહક લલિત ચેષ્ટાઓ તેના મર્મસ્થાનને વિંધી રહી હતી! છતાં તેમાં જ તેને રસ જણાવા લાગ્યો. બાલાની મનોરમ મૂર્તિના ધ્યાનમાં જ તે રમવા લાગ્યો! રમતાં રમતાં તેનું હૃદય નિઃશ્વાસ નાંખતું ગયું! તેનો ક્ષોભ વધતો ગયો અને એક દીર્ઘ નિઃશ્વાસ નાંખતાં ધીરેથી તેણે ઉચ્ચાર્યું:

'બાર વર્ષનો મારો યોગ આ જ શું નિષ્ફળ જવા બેઠો છે? હરિ! હરિ! પ્રભુ! પ્રભુ!'

'**મ**નોરમા! આજ તું મારા મનમાં પુનઃ રમી રહી છે. પુનઃ—એકવાર પુનઃ તને જોવા આજ આ વૃત્તિ તલસી રહી છે! તારૂં કિલકિલ હાસ્ય, તારી મધુર ચેષ્ટાઓ, તારૂં **પા**વતીના [1]લાસ્યને પણ લજ્જા પમાડે તેવું મનોહર બાલનૃત્ય, આ ક્ષણે તેજોમય ચિત્રોની માફક મારી દષ્ટિએ આવી વહી જાય છે! કંઈ કંઇ સ્મૃતિઓ જગવી જાય છે!' મનમાં જ તે યોગકલાપટુ પુરુષ બોલી ઉઠયો!

સમય વધતો ગયો. તેની વિચારમાળા પણ લંબાતી ગઇ. મધ્યે મધ્યે પોતાની વૃત્તિને અન્ય વસ્તુમાં આકર્ષવા પ્રયત્ન કર્યો છતાં આજે જે સંસ્કાર જાગ્રત્ થયો હતો તેનું બળ એટલું પ્રબળ તેને

૧ પાર્વતીનું નૃત્ય.

જણાયું કે આખરે તે પ્રવાહને વેગથી વહેવા દેવો એ જ તેને ઠીક લાગ્યું. એ વિચારપ્રવાહમાં રાત્રિ પણ વ્યતીત થવા લાગી !

(૨)

**નંદનવનની** શોભા ભૂલોકઉપર દૃષ્ટિએ આવતી હોય તો તે આ ઉદ્યાનમાં જ આવતી હતી. સમુદ્રના તટથી થોડે જ દૂર એક ઉંચી ટેકરીઉપર તે આવેલું છે. અનેક સુંદર વૃક્ષો, બાલતરુઓ, મનોહર વેલીઓથી એ ઉદ્યાન નેત્રને અત્યંત આનંદ આપે છે. ચિત્તને પ્રસન્ન કરે છે. ત્યાં આવતો શુદ્ધ વાયુ મલયસમીરનું ભાન જગવી રહે છે. તે સ્થાનમાં આકર્ષાઇ આવતાં પક્ષીવૃંદનું નિરીક્ષણ કરતાં સ્રષ્ટાની અલૌકિક સૃષ્ટિની વિશાળતાને માપવા વૃત્તિ ઉંડે ઉતરી જાય છે. તેમનાં વિલક્ષણ રંગબેરંગી પીંછાં, તેજોમય પાંખો, તેમના મોહક કિલકિલ શબ્દો, આ ઉદ્યાનમાં પરિભ્રમણ કરનારાઓને વિવિધ પ્રકારના આનંદ આપે છે !

સંધ્યાસમય સમીપ છે. ઉદ્યાનની અલૌકિક રચનાને નિરખતી, પ્રસન્ન ચિત્તથી વિનોદવાર્તાને કરતી બે યુવતિઓ મંદ ગતિથી એ સ્થાનમાં વિચરે છે. ધીમેથી તેમનો વાર્તાલાપ ચાલી રહ્યો છે.

'કલાવતી બેહેન ! તમે પણ બડાં કલાચતુર છો. બિચારા **વિનુ**-ભાઇને આજે ફોકટના સતાવ્યા ને !'

'હા, પણ **રમાબેહેન**' ખરી ચતુરાઈ તો તમારી. મારા **ર**મેશભાઈના હૃદયમાં અખંડ તમે જ રમતાં હો એમ લાગે છે ! વાતવાતમાં તમારી જ વાત,' તમારૂં નામ સાંભળતામાં તો તેમનું મુખડું મલકાઈ જાય !'

'બિચારા ભાવભોળા છે. એમાં મારી ચતુરાઇ શી !' **ર**મા બોલી.

'**ર**મા બેહેન ! પેલા માણસને જોયો ? એ કેમ વારે ઘડીએ આપણા તરફ ધારી ધારીને જોતો હશે ?'

'તમે કલાચતુર છો. તમે જાણો !' **ર**મા હસતાં હસતાં બોલી.

'છે તો મોટો બળવાન્, હૃષ્ટપુષ્ટ. વેશ પણ કેવો કર્યો છે! કફની પહેરી છે. માથે વળી રૂમાલની ટોપી કેવી બનાવી છે?'

'હશે. આપણે શી પંચાત?'

'ના, પણ ડોળ તો બધો જાણે સાધુજેવો કર્યો છે. તો પછી અહિં ગૃહસ્થ સ્ત્રીપુરુષોમાં શું કરવા ફરવા આવતા હશે?'

'બિચારો સાધુ થયો એટલે ગૃહસ્થોના છાંયે પણ ઉભો ન રહે કે શું?' રમા જરા ખીજવાટથી બોલી.

'એની આંખો પણ કેવી છે?'

'હશે. આપણે તેના તરફ જોવાની જરૂર જ શી? આપણે આપણા રસ્તે ચાલોને.'

'હા. ચાલો હવે સમય થયો છે. આપણે અહિં વધુ રોકાવાની જરૂર નથી.' કલાવતી એટલું બોલતામાં બંનેએ તે બગીચાના દરવાજાતરફ જવા માંડયું.

જે મનુષ્યને ઉદ્દેશીને તેમણે વાર્તા કરી તે હજી પણ તેમને જોઈ રહ્યો હતો. જતાં જતાં કલાવતી જરા પાછળ રહી ગઈ. તેણે બૂમ મારીઃ

રમા બ્હેન! ઉભાં રહોને!

સાધુના કાન ચમકી ઉઠયા. 'એ જ! એજ જણાય છે!' તે મનમાં ગણગણ્યો!

(૩)

રમેશચંદ્ર બેરિસ્ટર થઇ આવ્યા પછી બે વર્ષમાં તેની કીર્તિ ઘણી જ વધી ગઇ છે. પ્રત્યેક કેસમાં અત્યંત ઝીણવટવાળી તેની દષ્ટિ હોવાથી તેની આવક અસાધારણ વધતી ચાલી છે. સમુદ્રતટઉપર આ સુંદર બંગલો રમેશચંદ્રનો જ છે. વિલાયતથી આવ્યા પછી તેણે મનોરમાસાથે લગ્ન કર્યાં છે. મનોરમા સૌંદર્ય, સ્નેહ અને

સદ્દગુણની પ્રતિમા છે. તેની સાથે પોતાનું જીવન ગાળતાં રમેશચંદ્ર સંસારના ગૃહસ્થાશ્રમના અપૂર્વ સુખના અનુભવનો લહાવો માણે છે!

આજે રવિવાર છે. નિવૃત્તિથી આનંદ ભોગવવા તેણે નિર્માણ કરેલો દિવસ છે. તેનો સ્નેહી વિનોદચંદ્ર પોતાની પત્ની કલાવતીસાથે થોડા દિવસથી આવેલો છે. બંને દંપતીયુગલ વિનોદવાર્તા કરતાં બેઠેલાં છે. વચમાં હાર્મોનિયમઉપર મનોરમા પોતાની અંગુલિ ફેરવતાં નિસર્ગરમણીય કંઠના આલાપથી સર્વના હૃદયમાં સંગીતનો મધુર રસ રેડી રહી છે. એટલામાં જ પેલો સાધુ ત્યાં પ્રવેશે છે. સાધુને જોતાં જ કલાવતી એકદમ બોલી ઉઠે છે: 'રમા બહેન! આ તો મુઓ!...'

મનોરમા: અરે પણ 'મુઓ' શબ્દ શા માટે?

કલાવતી: લ્યો બહેન, ભૂલી...પણ એ અહિં કેમ આવ્યો?

એટલામાં સાધુ સમીપ આવે છે. રમેશચંદ્ર તેને વિનયથી ખુરશીઉપર બેસાડે છે.

ખુરશીઉપર બેસતાં સાધુ મનોરમાપ્રતિ એક દૃષ્ટિપાત કરી લે છે. દૃષ્ટિપાત કરતાં જ તેનું હૃદય ક્ષોભ પામે છે. તેનાં નેત્રો અશ્રુથી ભરાય છે. તેનો કંઠ રોધાય છે. નિરુદ્ધ કંઠમાંથી ગદ્દગદ સ્વરથી ઉચ્ચારતાં તે વાર્તાનો આરંભ કરતાં બોલે છે:

'મનોરમા! તું મને ઓળખે છે?' પુનઃ તેનું હૃદય ભરાઇ જાય છે.

મનોરમા શું ઉત્તર આપવું તે સમજી શકતી નથી. તેના હૃદયમાં પણ કોઈ વિલક્ષણ સ્નેહભાવ જાગ્રત્ થયો છે. તે માત્ર નેત્રો નીચાં ઢાળી રહી છે. ઉત્તર આપવામાં મુંઝવણ થાય છે, છતાં અવિવેક ન જણાય તેથી ટુંકાણમાં જ ઉત્તર આપે છે:

'હું આપને ઓળખી શકતી નથી.'

ચાંદીની ઘંટડી જેવો એ શબ્દનો રણકાર, તેની પાછળ રહેલો સ્નેહભાવ, એ સાધુના હૃદયમાં અનેક ભાવો જગવી રહ્યો છે.

સાધુ આગળ બોલવા જાય તે પૂર્વે રમેશચંદ્ર તેને પૂછે છે:

'આપ કોઈ સાધુ પુરુષજેવા જણાઓ છો. આપ મનોરમા- સાથે આમ એકાએક વાત કરો છો, તેથી આપને તેની સાથે પૂર્વનો પરિચય હોય એમ અનુમાન થઈ શકે !'

રમેશચંદ્ર ! પરિચયવિના એકાએક આવા ગૃહસ્થ કુટુંબમાં આવી એક તરુણ સ્ત્રીની સાથે વાર્તાનો આરંભ કરૂં એવો હું મૂર્ખ નથી !'

'અને આપ મારૂં નામ બોલ્યા તેથી મને પણ આપ ઓળ- ખતા હશો, એમ પણ જણાય છે !'

'ના. આપના નામનો, આ સ્થળનો નિર્ણય, આ બંને તરુણી- ઓની કાલ થયેલી વાતચિતના આધારે પ્રયત્નવડે કર્યો છે.'

'આપનું વિશેષ ઓળખાણ આપશો તો અમે સર્વ સંશયથી સત્વર મુક્ત થઈશું.' રમેશચંદ્રે તે સાધુને વિનયથી જણાવ્યું.

'આપની આતુરતા હું સત્વર નિવૃત્ત કરીશ' એમ કહી તે સાધુએ પોતાની વાર્તા આગળ લંબાવી.

'આપ સુંદરલાલને તો ઓળખતા જ હશો.'

'સુંદરલાલના પરિચયના પરિણામે જ આ મનોરમાજેવી સુપાત્ર ગૃહિણી મેળવવાનું સુભાગ્ય મને પ્રાપ્ત થયું.'

'સુંદરલાલના તરફથી મનોરમાના પિતાની હકીકત જાણી જ હશે?' ગંભીરતાથી સાધુ બોલ્યો.

'હા; મનોરમાના પિતા સંસારની આપત્તિઓથી કંટાળી ગયા હતા. તેમાં તેમનાં સ્ત્રીનો કાળ થયો. તે વખતે તેમના હૃદયઉપર જબરો આઘાત થયો અને તેથી પોતાની એકની એક આ સુકુમાર પુષ્પકલિકાસમાન બાલિકાને માટે સુંદરલાલને ભલામણપત્ર લખી તે

ચાલ્યા ગયા. પત્રમાં લખવાપ્રમાણે તેમણે કદાચ આપઘાત કર્યો હશે !' રમેશચંદ્રે ટુંકાણમાં જણાવતાં, અંતે શોકભર્યો ભાવ દર્શાવ્યો !

'વખતે આપઘાતનો વિચાર બંધ પણ પડ્યો હોય, એમ પણ બને.' સાધુએ સ્મિતપૂર્વક જણાવ્યું !

મનોરમાનું હૃદય આ ક્ષણે ઉછાળા મારી રહ્યું હતું. અત્યંત શાંતિ વ્યાપી ગઈ હતી. આ સાધુ કોણ, પોતાના પિતા સંબંધમાં એણે શા માટે વાર્તા આરંભી, એ સર્વ વાતો તેના મગજમાં વિદ્યુતતરંગો માફક ઉઠવા લાગી. પોતાના હૃદયને અત્યંત વશ રાખતાં તે બોલી—

'આપ મારા પિતા...'

સાધુનાં નેત્રો પુનઃ સજલ થયાં.

'—ને ઓળખતા હો એમ લાગે છે.'

'તારા પિતાનો ને મારો આત્મા એક જ છે !' સાધુએ વિલક્ષણ ભાવવાળો ઉત્તર આપ્યો !

મનોરમા ગળગળી થઇ ગઈ! શું ભેદ છે તે હજી સ્પષ્ટ થતો નથી તેથી અત્યંત આતુરતાથી તે આગળ પૂછવા જાય છે, એટલામાં રમેશચંદ્રનો નોકર બહારથી સામાન લઈ એકદમ સર્વના સમીપ આવે છે, અને ખબર આપે છે:

'સુંદરલાલ શેઠ આવ્યા છે.'

સર્વ એકદમ આનંદમાં આવી જાય છે. સાધુનું હૃદય હર્ષઘેલું થાય છે. સુંદરલાલ આવતાં જ તેને ભેટવા ઉઠે છે. એટલામાં જ સુંદરલાલ બોલી ઉઠે છે: 'કોણ બંસીધર ?'

'મનોરમા ! તારા...પિતા ! બંસીધરને ઓળખાવતાં સુંદરલાલે જણાવ્યું.

મનોરમા હર્ષાશ્રુ વર્ષાવતી પિતાને પ્રણામ કરે છે. સર્વ થોડી ક્ષણ સ્તબ્ધવત્ બેસી રહ્યાં છે. તે અપૂર્વ સ્વાસ્થ્ય અને આનંદભરી શાંતિનો ભંગ કરતાં સુંદરલાલ પ્રશ્ન કરે છે:

'બંસીધર ! ત્યારે તમે શું સંતચરણનો આશ્રય ગ્રહણ કર્યો ?'

'ભાઈ સુંદરલાલ ! તમને પત્રિકા લખી હું મારા નિશ્ચય-પ્રમાણે ચાલી નીકળ્યો. મનની તે ક્ષણની અવસ્થા, સમયની ક્ષણો વીતતાં બદલાતી ચાલી. હું સીધો હિમાલયમાં ચાલ્યો ગયો. થોડા દિવસ કષ્ટવાળી સ્થિતિમાં ભ્રમણ કરતાં એક મહાત્માનો યોગ થઇ ગયો. તેમની કૃપાથી બાર વર્ષ યોગાનુષ્ઠાન કરતાં પરમ શાંતિનો અનુભવ મારા હૃદયમાં થવા લાગ્યો. થોડા જ દિવસ પૂર્વે હું સંધ્યા-સમયે એક શિલાઉપર બેસી તત્ત્વચિંતનમાં વૃત્તિ વાળતો હતો તે જ ક્ષણે મનોરમાની બાલમૂર્તિ મારા હૃદયને આકર્ષવા લાગી. એ આકર્ષણના બળે હું અત્ર આવી પહોંચ્યો. મને અત્ર લાવનાર હેતુ મનોરમાને સુખી જોવાની એક જ અંતિમ વાસના !'

# બાદશાહની ભીખ

એક સુંદર અરણ્ય હતું. તેનાં નાનાં વૃક્ષોઉપર ફળફુલ વગેરે ઝુકી રહેતાં. મધુર જલભરેલાં નાળાંઓ તેમાંથી વહેતાં હતાં. આવી નૈસર્ગિક ફલજલની સામગ્રી. શાંત, રમ્ય એકાંત અને સુંદર વૃક્ષરાજિની મધ્યે એકાંતવાસની ઇચ્છાવાળા ત્યાગી મહાત્માઓને નિવાસ કરવાનું અત્યંત અનુકૂળ હતું. એ પ્રદેશમાં એક નાની સંદર શિલા એક વૃક્ષની છાયાથી આચ્છાદિત રહેતી. એ શિલાને તકીઓ સમજી એક સાંઇબાવાએ ત્યાંજ અડ્ડો જમાવ્યો હતો અને અખંડ મસ્તીમાં ત્યાંજ પડ્યા રહેતા હતા. જનઉપદ્રવથી દૂર રહેવાની શુદ્ધ વાસનાને લીધે આ સ્થળે તે રહેતા. પરંતુ સંસારીના પંઝામાંથી મહાત્માઓને પણ ઘણીવાર છટકવું મુશ્કેલ થઈ પડે છે ! કોઇએક પંથી દુ:ખથી પીડાતો ત્યાં આવી ચઢયો. સાંઈ મહારાજની સેવાશુશ્રૂષા કરી. સાંઈ મહારાજે આશિર્વાદ દીધો “ખુદા ભલા કરેગા.” પંથી ઘેર ગયો. સાંઈ મહારાજનું વચન સફળ થયું. દુ:ખનો દહાડો બદલાયો. સુખસમુદ્રનાં મોજાં ઉઠવા લાગ્યાં. સમુદ્ર ગર્જી રહ્યો. સુખના ઢગલા થઇ ગયા ! કર્ણોપકર્ણ વાર્તા વધી પડી, અને સાંઇ મહારાજની

એકાંત શિલાઆગળ અનેક અતિથિઓ દરરોજના આવવા લાગ્યા. દયાળુ અંતઃકરણવાળા સાંઇને લાગ્યું કે આવનારાઓના નિવાસ અને સત્કાર માટે કાંઇક વ્યવસ્થા રહે તો તેમને ઠીક પડે. પરંતુ તે માટે તો "**પૈસા જોઇએ.**" જનહિતઅર્થે પણ આ પ્રકારે ધનની ઇચ્છા જાગૃત થવાથી તેમણે વિચાર કર્યો કે બાદશાહને જઇને મળું. અને તે બાદશાહને મળવા ગયા. અકબર બાદશાહજેવો દયાળુ બાદશાહ હોવાથી તેના દરવાજા હરકોઇને માટે ખુલ્લા હતા. સાંઇ સાહેબ તેથી સીધા જ બાદશાહના દિવાનખાનામાં ચાલ્યા ગયા. શાંતિથી નઝર ફેરવતાં તો બાદશાહ પ્રાર્થનામાં લીન જણાયો! "હે અલ્લાહ! અખૂટ દોલત આપ! હે ખુદાવિંદ! જરજવાહિરથી મારા ભંડાર ભરી દે!..." આવા શબ્દોનો ઉચ્ચાર તેમના સાંભળવામાં આવ્યો. સાંઇ મહારાજ તરત જ પાછાં પગલાં ભરવા લાગ્યા. બાદશાહની નઝર તેના ઉપર પડી. બાદશાહે ઇસારો કર્યો. સાંઈ ત્યાં બેઠા. થોડીવારે બાદશાહે પૂછ્યું: 'સાંઈ સાહેબ! આવ્યા કેમ, ચાલ્યા કેમ?'

સાંઈ: એ પૂછવાની કાંઈ જરૂર નથી!

બાદશાહ: આપના હૃદયને અપ્રસન્નતા તો નથી થઇ ને!

સાંઈ: એવું કાંઈ નથી.

બાદશાહ: તો...

સાંઈ: પૂછવાથી ફાયદો નથી. ન પૂછવાથી નુકસાન નથી.

અંતે બાદશાહે ઘણો આગ્રહ કર્યો. સાંઇએ પોતાની હકીકત જણાવતાં કહ્યું:

હું આવ્યો હતો એક ભીખ માગવા, પણ જોઉં છું કે તું જ માગણ છે!

બાદશાહ માત્ર હસ્યો. સાંઈ ઉઠ્યા અને ઉઠતાં ઉઠતાં બોલ્યા:

**બાદશાહો માગણ છે. બાદશાહોનો બાદશાહ સઉનો દાતા છે. ભીખ માગવી હોય તો બાદશાહોના બાદશાહ-પાસે જ માગવી!**

# અભિમાનની આગમાં

રૂપગૌરવથી ડોલતી સુવર્ણવર્ણી સોનાએ આજે પતિદેવના પ્રાંગણમાં પ્રથમ પગલાં કર્યાં હતાં. સોના શરમાળ તો હતી પણ સ્નેહાળ હતી. અતિ વાચાળ તો ન જ કહેવાય, પરંતુ કંઈક વાચાળ તો હતી. કાંઈક બુદ્ધિશાળી પણ ખરી. છતાં સ્ત્રીઓના સ્વાભાવિક દોષોમાંના એકાદ દોષના દૃષ્ટાંતરૂપ હતી. શાસ્ત્રકારોએ સ્ત્રીના સ્વાભાવિક આઠ દોષ જણાવેલા છે, તેમાં એક મિથ્યાભિમાન છે. એ મિથ્યાભિમાન પોતાના રૂપગૌરવથી કહો, પોતાની કાંઇ બુદ્ધિમત્તાથી કહો, કે પોતાની સ્વચ્છંદ યુવાનીથી કહો, પરંતુ કંઇક વિશેષ અંશમાં તેનામાં ઘર કરીને રહેલું હતું.

મનુષ્યદૃષ્ટિ હંમેશાં પારકાના દોષ જુએ છે, પોતાના ગુણ જુએ છે. અનુભવી વિદ્વાનો કહે છે, સુખને સરળતાથી મેળવવું હોય તો પારકાના ગુણ જુઓ, પોતાના દોષ જુઓ. પરંતુ સ્ત્રી, અને તેમાં પણ થોડીઘણી કેળવણી પામેલી, વિદ્યા, રૂપ અને યૌવનના મદથી અભિમાન-વાળી થયેલી મિથ્યાભિમાની સ્ત્રી, અનુભવી વિદ્વાનોનું કથન સાંભળે, તેના ઉપર વિચાર કરે, અને તેને આચારમાં ઉતારે, ત્યારે તો વિદ્વાનોને

કાન પકડી પોતાની ભૂલ કબુલ કરવી પડે અને શાસ્ત્રકારોને પોતાના કથનઉપર હડતાલ મારવી પડે !

સોના સાસરીયામાં આજેજ આવી હતી. કાંઈ કાંઈ હૃદયના કોડભરી હતી. સગીવ્હાલી યુવાન્ તરુણીઓ, નાની નણંદો અને મીઠી મશ્કરીખોર પાડોશણોના હાસ્યવિનોદના મર્મો ઝીલતી, આરંભમાં સંકોચાતી, પરંતુ ઉત્તરો દેતી, અને વળી વળી નિઃસંકોચ બની બેધડક મર્મના ભેદ ફોડતી દિવસભર હસતી રમતી અનેરો રંગ માણી રહી હતી.

સ્નેહીસંબંધીઓની વાતો રસિક છતાં સોનાના હૃદયને ઘણીવાર તે લુખી જણાતી. તેનું યુવાન્ રસિક હૃદય તો રસરાજના સમાગમને અંતરથી ઇચ્છતું રસરાત્રિનાં પગલાંના પડઘા સાંભળવા આતુરતાથી વાટ જોઈ રહ્યું હતું !

× × × ×

સુશીલ દિનેશ અભ્યાસમાં આસક્ત હતો. તેનું અંતર રસિક હતું. કાવ્યાદિના અધ્યયનથી તેની રસવૃત્તિ પોષાઇ હતી. સ્વભાવે પણ તે વિનોદી હતો. છતાં કાંઇક થોડાબોલો શાંત અને ગંભીર હતો. છતાં પૂર્ણ સ્નેહવિકસિત હૃદયવાળો હતો !

× × × ×

નાટ્યકાવ્યનો અભ્યાસી દિનેશ અત્યારે કલ્પનાસૃષ્ટિમાં કાંઈ કાંઈ ભાવભર્યાં ચિત્રો જોઈ રહ્યો છે. પ્રથમમિલન, મધુરમિલન, હૃદયમિલન, સ્નેહમિલનનાં વિવિધ ભાવમય ચિત્રો, ચિત્રપટનાં ચિત્રોની માફક તેની સન્મુખ પ્રત્યક્ષ થઈ અનેક મીઠી લાગણીઓ ઉત્પન્ન કરી રહ્યાં છે.

પરંતુ કુદરત ઘણીવાર આવી મીઠી લાગણીઓમાં મહાલવાનો યોગ લાંબો કાળ ટકવા દેતી નથી. ઇર્ષ્યાળુ કુદરત ! એક સુંદર ભાવ-ભર્યું ચિત્ર, તેની દષ્ટિએ તરવરે છે. ચંપકવર્ણી સોના, મધુરા નૂપુરના ઝણકાર કરતી, મૃદુ મૃદુ હસતી, ક્ષણે કુટિલ દષ્ટિ ફેંકી તેને નિરખી લેતી, ક્ષણે શરમથી નેત્રોને નીચાં ઢાળી દેતી, પ્રફુલ્લહૃદયે શૃંગારગૃહમાં

આવી છે—આવતાં ગતિ અટકી છે—સ્થિર થઈ ઉભી છે! હાથમાં સુંદર સુગંધભર્યાં પુષ્પોની માળા છે, છતાં શરમથી હાથ પાછળ સંતાડી રાખ્યા છે. શું બોલું? હું બોલું? એ...બોલે...બોલશે? એવા એવા વિચારોમાં છે, ત્યાં દિનેશ પોતાના પર્યંકપરથી ઉતરી તેની પાસે જાય છે...'પ્રિયે'—બોલવા જાય છે, ત્યાં તેનો મિત્ર રસેશ પાછળથી છાનોમાનો આવે છે અને તેની રસભરી વાણીમાં પ્રશ્ન કરે છેઃ

'કાં? શાં સ્વપ્નાં જોઈ રહ્યા છો?'

**દિનેશ:** તું નડતો ને નડતો!

**રસેશ:** અરે પણ ભાઇ, હજી તો એકલા જ બેઠા છો. ભાભી સાહેબ તો નીચે લલનાસમાજમાં લ્હેર મારે છે, ત્યાં તમને શું નડ્યો?

**દિનેશ:** તારી સાથે તકરારમાં ઉતરી શકાય તેમ નથી.

**રસેશ:** મારી સાથે ના ઉતરશો. ભાભી સાહેબસાથે...

**દિનેશ:** તારી જીભઉપર અંકુશ ઓછો છે.

**રસેશ:** બસ, અત્યારથી જ આમ! ઠીક ત્યારે હું જાઉં છું.

**દિનેશ:** ના ના. હું તો હસું છું!

**રસેશ:** હું તારી સુખવાસનામાં વિશેષ અંતરાયરૂપ નહિ થાઉં. હું હવે જાઉં છું. પરંતુ દિનેશ! તું બહુ થોડાબોલો છે. રસિક છતાં હૃદય ખોલી શકતો નથી. માટે......

**દિનેશ:** એવી એવી સલાહોની મારે જરૂર નથી!

રસેશ ચાલ્યો ગયો.

× × × ×

ગગનમાં તારા એક પછી એક ચમકારા કરવા લાગ્યા. સોનાના હૃદયમાં પણ સુખના કાલ્પનિક ચમકારા ઉઠવા લાગ્યા. ક્ષણે ક્ષણે હૃદય આતુરતાથી વધારે ધબકતું ગયું.

× * × ×

દિનેશ પલંગપર સુતો છે. સુતાં સુતાં વાંચે છે. વાંચતાં વાંચતાં દૃષ્ટિ દૂરના દાદરઉપર દોડાવે છે. આશાભરી દૃષ્ટિ નિરાશ થઇ પાછી

વળે છે ! અનેક વાર આ પ્રયત્ન કર્યો. અનેક વાર નિરાશ થયો. આખરે કંટાળ્યો. ચોપડી ફેંકી દીધી. પ્રકાશ ઝાંખો કર્યો. નેત્રો બંધ કર્યાં !

× × × ×

હવે **સો**ના આવી. દાદર ચઢી પણ નૂપુરનો ઝંકાર થયો નહિ. ધીરે ધીરે ચોરના પગલે તે ચઢી. લજ્જાતી, સંકોચાતી દૂર ઉભી રહી. પલંગતરફ દષ્ટિ ફેંકી શરમથી પાછી ખેંચી લીધી ! દિનેશ ઉંઘી ગયેલો જણાયો. મિથ્યા કલ્પનાનો પવન તરત જ **સો**નાના મગજમાં સુસવાટ કરતો જાગી ઉઠ્યો ! મનમાં જ ગણગણી ઉઠી: છે કાંઇ હોંસ ! છે કાંઇ ઉમળકા ! હતભાગ્ય ! **સો**ના...તું દુર્ભાગી છે !...કૉલેજમાં ભણતા તરુણ હૃદયનો વિશ્વાસ ! હૃદય ! એ વિશ્વાસ ખોટો છે !

પ્રથમ ગ્રાસે જ મક્ષિકા !

**સો**ના હતાશ થઈ ગઈ. તેનાં ગાત્રો ઢીલાં થઈ ગયાં ! તેના મગજમાં ચક્કર આવવા લાગ્યાં ! તે દૂર એક ખુણામાં જઇ બેસી ગઈ ! બેઠી. અંતર મુંઝાયું ! રડી પડી ! આંસુઓ સારતી ત્યાં જ પડી રહી ! મારે શી ગરજ કે હું તેને જગાડું-એ મિથ્યા અભિમાનના કાલ્પનિક દુઃખાગ્નિમાં બળતી રહી !

× × × ×

થોડી જ વારે દિનેશે નેત્રો ઉઘાડ્યાં. દષ્ટિ ફેરવી ઝાંખા પ્રકાશમાં **સો**નાને ખુણામાં સુતેલી જોઇ ! દિનેશ પણ કલ્પનાને ઘોડે ચઢ્યો ! ‘અભિમાની સ્ત્રી ! ઉપર આવી, પરંતુ પતિદેવના પ્રતિના વર્તનથી કેટલી અજ્ઞાત ! કેવી મૂર્ખ ! ત્યાં ખુણામાં જઇ સુઇ રહી ! છે કાંઈ ગરજ ! છે કાંઈ સ્નેહ !’

દિનેશનું હૃદય પણ આ રીતે ચણચણી ઉઠ્યું ! મધુર મિલનનાં સ્વપ્નાં ઉડી ગયાં ! બોલાવું ? શા માટે બોલાવું ? એવા તરંગોમાં જ બળતા હૃદયે રાત્રિ વ્યતીત કરી ! કલ્પનાનું ઘૃત એ હૃદયની જ્વાળાને વધારે પ્રજ્વલિત કરતું !

સુખશય્યાનાં ભોગોત્સુક બંનેએ પ્રથમ રાત્રિ એ જ રીતે વીતાવી: મિથ્યા કલ્પના અને મિથ્યા અભિમાનના અગ્નિમાં!

× × × ×

એ અગ્નિ શાંત ક્યારે અને કેવી રીતે થયો, એ જાણવાને આતુર હૃદયોએ, સોના અને દિનેશ, હૃદયમિલનની રહસ્ય વાર્તા પ્રકટ કરે ત્યાં પર્યંત ધૈર્ય ધરવાની અગત્ય છે. વિશેષ ઉત્સુક હૃદયોએ સુવર્ણપુરમાં વસતી સોનાને અથવા દિનમણિનગરમાં દિનેશને પૂછી જોવું!



# ઉપમન્યુ

પૂર્વ કાલમાં ધૌમ્યનામના એક ઋષિ હતા. ધૌમ્યઋષિપાસે અનેક વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરતા. પૂર્વના ઋષિમહાત્માઓ અધ્યાત્મવિદ્યામાં પારંગત હતા, અને તેમની આંતર દૃષ્ટિ શિષ્યોનાં અંતઃકરણના ગુણદોષ હસ્તામલકવત્ સ્પષ્ટ જોઈ શકતી. શિષ્યના કયા ગુણની કેવા પ્રકારે વૃદ્ધિ કરવી, કયા દોષને કેવી રીતે નિવૃત્ત કરવો, એ તેમની આંતર દૃષ્ટિને સર્વદા પ્રત્યક્ષવત્ રહેતું, અને તેથી શિષ્યવૃંદને અનેક પ્રસંગોમાંથી પરોક્ષ બોધ મળે એવી સ્વાભાવિક પ્રવૃત્તિ તેમની થતી હતી. ઉપમન્યુ પણ તેમની પાસે અભ્યાસ કરતો હતો. તે વિનયી અને ગુરુઆજ્ઞાનું પાલન કરવામાં બહુ દૃઢ હતો. છતાં તેનામાં કોઈ એક દોષ તો હતો જ. તેની નિવૃત્તિ કરવા ગુરુદેવની આર્ષ મતિમાં નિર્ણય થયો અને ગુરુએ એક દિવસ તેને ગાયો ચારવા જવાની આજ્ઞા કરી. આખો દિવસ તેણે ગાયો ચારી અને સંધ્યાકાલે ગાયો પાછી લાવ્યો. ગુરુદેવને પ્રણામ કરી આજ્ઞાની વાટ જોતો ઉભો રહ્યો. ઉપમન્યુ શરીરે હૃષ્ટપુષ્ટ હતો. ગુરુએ મંદસ્મિતપૂર્વક પૂછ્યું:

'ઉપમન્યુ ! તું શું ખાય છે કે આવો હૃષ્ટપુષ્ટ બન્યો છે?

'ગુરુદેવ ! હું માત્ર ભિક્ષાન્ન જ જમું છું !' ઉપમન્યુએ વિનયથી જણાવ્યું.

'હવેથી, મને બતાવ્યા વિના તારી ભિક્ષાનો તારે ઉપયોગ ન કરવો.' ગુરુદેવે આજ્ઞા કરી.

ઉપમન્યુ એ પ્રમાણે કરવા લાગ્યો. ગુરુદેવ તો તેની બધી ભિક્ષા લઇ લેવા લાગ્યા. છતાં ઉપમન્યુ તો હતો તેવો ને તેવો જ–હૃષ્ટપુષ્ટ !

બીજા પ્રસંગે સંધ્યાકાલે એ ગાયો લઇને આવ્યો તે વખતે ગુરુએ પ્રશ્ન કર્યો:

'ઉપમન્યુ ! હું તારી બધી ભિક્ષા લઈ લઉં છું, પછી તું શી રીતે નિભાવે છે ? તું દેખાય છે તો તેવો ને તેવો–હૃષ્ટપુષ્ટ !'

'દેવ ! પ્રથમ ભિક્ષા આપને નિવેદન કરૂં છું. પછી બીજી વાર ભિક્ષા માગી લાવી મારો નિર્વાહ કરૂં છું.'

'એ પ્રમાણે શિષ્યવૃત્તિ ન થાય.' જો. તું બમણી ભિક્ષા માગવા જાય ત્યારે બીજા યાચકમાં તું વધારે ભાગ પડાવે કે નહિ ? એ તો તારી ખોટી લોભવૃત્તિ ! હવેથી તેમ ન કરીશ. ! ગુરુદેવે પુનઃ પ્રેમયુક્ત છતાં આજ્ઞાધારક વાણીથી જણાવ્યું.

ઉપમન્યુએ આજ્ઞા શિરે ચઢાવી, અને કહ્યું: " હવેથી તેમ નહિ કરૂં, ગુરુદેવ ! "

એ વાતને પણ થોડા દિવસ વીતી ગયા. છતાં ઉપમન્યુ તો તે જ–હૃષ્ટપુષ્ટ !

ગુરુએ પુનઃ પૂછ્યું: ઉપમન્યુ ! તું બીજી વાર ભિક્ષા માગતો નથી છતાં હું તો તને તેવો ને તેવો જ જોઉં છું ! હૃષ્ટપુષ્ટ ! સાચું કહે. તું શા ઉપર જીવન નિભાવે છે ?

'ગુરુમહારાજ! હું આ ગાયોનું દૂધ પી જીવનનિભાવ કરું છું' ઉપમન્યુએ નમ્રતાથી સાચેસાચું કહી દીધું.

"ઉપમન્યુ! મારી આજ્ઞાવગર તું ગાયોનું દૂધ પીએ એ શું યોગ્ય છે? હવેથી ગાયોનું દૂધ પીશ નહિ." જરા કડક આજ્ઞા થઈ.

'જેવી ગુરુદેવની આજ્ઞા!' અતિ નમ્રભાવે બોલી ઉપમન્યુ મૌન રહ્યો.

અનેક કાર્યો કરતો આ પ્રમાણે ગુરુઆજ્ઞાને પાળતો ઉપમન્યુ તો થોડા દિવસને અંતે પણ તેનો તે જ-હૃષ્ટપુષ્ટ! આથી ગુરુએ પુનઃ તેને પૂછ્યું, હજી તું શી રીતે નિર્વાહ કરે છે, ત્યારે ઉપમન્યુએ જણાવ્યું: ગાયોને વાછરડાંઓ ધાવે છે, ત્યારે જે ફીણ ઉડે છે, તે ફીણ-ઉપર હું નિર્વાહ કરું છું!

'અરરર! આ ગુણવાન્ વાછરડાંના જીવનમાં તું ભાગ પડાવે છે? એ દયાળુ વાછરડાં તારા ઉપર દયા આવવાથી વધારે ફીણ ઉડાડે છે! હવેથી તારે તે ફીણનો પણ ઉપયોગ ન કરવો.' ગુરુ વિશેષ આજ્ઞા કરતાં બોલ્યા.

ઉપમન્યુએ ગુરુઆજ્ઞાનું પાલન કર્યું. તે ફીણનો પણ તેણે ત્યાગ કર્યો. એમ ગુરુદેવની આજ્ઞાઓ તે પાળતો ગયો. પરંતુ હવે દેહ-નિર્વાહનું શું કરવું એ પ્રશ્ન ઉપસ્થિત થયો. શરીર પોતાના ધર્મપ્રમાણે પોષણ માગતું હતું! ભુખથી તે અકળાવા લાગ્યો. ભુખની અકળા-મણમાં તેણે આકડાનાં પાંદડાં ચાવી ખાધાં! અત્યંત ઉષ્ણતાભર્યા એ પાનની ગરમીથી તેની આંખો ફુટી ગઈ! તે અંધ બન્યો!

ઉપમન્યુ અંધ થયો, છતાં ગાયો ચારવાનું કામ ગુરુસેવારૂપે તે કર્યા કરતો. એમ કરતાં એક દિવસ તે કૂવામાં પડી ગયો!

સંધ્યા સમય થવા આવ્યો છે. ગુરુદેવ શિષ્યમંડળની વચમાં બેઠેલા છે. તેમની કારુણ્યપ્રભાવવાળી મુદ્રા ઉપમન્યુને ઝંખી રહી છે!

કોમળ, પ્રેમલ સ્વરે શિષ્યોને પૂછે છે: 'શું ઉપમન્યુ હજી નથી આવ્યો? કેમ તે દેખાતો નથી?' શિષ્યો પોતપોતામાં ગુચપુચ ગુચપુચ વાતો કરે છે! કોઇ કોઈ કાંઇ કાંઈ ગણગણતા ઉત્તરો આપે છે. એક શિષ્ય કહે છે:

'આપની આજ્ઞાથી જ તે વનમાં ગયો છે. ગાયો ચારવા. કેમ નથી આવ્યો તે કાંઈ જાણવામાં નથી! શી ખબર! શું થયું હશે?'

ગુરુ તો સર્વજ્ઞ હતા. છતાં શિષ્યોના અધિકારને જોઇને, તેમના સંતોષઅર્થે બોલ્યા: "મેં તેના નિર્વાહનાં બધાં સાધનો બંધ કર્યાં છે. જરૂર તેને લીધે તેને ક્રોધ થયો હશે! ચાલો આપણે તેની શોધ કરીએ!

કરુણામૂર્તિ ગુરુદેવ ઉપમન્યુને શોધવા જાતે વનમાં ગયા! વનમાં જઈ ઉપમન્યુ! ઉપમન્યુ! એવો પોકાર કરી તેને બોલાવવા લાગ્યા. ઉપમન્યુ કૂવામાં પડેલો હતો ત્યાંથી ઉત્તર આપ્યું અને કહ્યું:

'ગુરુદેવ! હું આ કૂવામાં પડી ગયો છું!

'કૂવામાં, ભાઈ! શાથી પડી ગયો?' ગુરુએ કોમળ ભાવે પ્રશ્ન કર્યો.

'ક્ષુધાના દુ:ખે આકડાનાં પાંદડાં ચાવી અંધ બન્યો'તો તેથી.' આર્દ્ર હૃદયે ઉપમન્યુએ ઉત્તર આપ્યું.

અતિ પ્રેમલ વાણીથી ગુરુ બોલ્યા: વત્સ ઉપમન્યુ! તું દેવતાઓના વૈદ્ય અશ્વિનીકુમારોની સ્તુતિ કર. તે તને આંખો આપશે. એમ કહી ગુરુ ચાલ્યા ગયા.

ઉપમન્યુએ આર્દ્રહૃદયે વેદોક્ત મંત્રોથી અશ્વિનીકુમારોની સ્તુતિ કરી. અશ્વિનીકુમારો ત્યાં આવ્યા અને ઉપમન્યુને કહ્યું:

"તારા સ્તવનથી અમે સંતોષ પામ્યા છીએ. તારે માટે આ પ્રસાદ છે તે લે અને ખા." એમ કહી તેને પૂડાજેવો ખાવાનો પદાર્થ આપ્યો.

ઉપમન્યુએ કહ્યું: " આપની કૃપાથી હું આપનો ઋણી છું ! પરંતુ આ પ્રસાદ ગુરુને નિવેદન કર્યાવિના હું ખાવા ઇચ્છતો નથી. "

' પૂર્વે તારા ગુરુને પણ આ પ્રમાણે આ વસ્તુ આપેલી હતી. તેમણે તો પોતાના ગુરુને નિવેદન કર્યા વિના જ તે ખાધી હતી. તારા ગુરુએ કર્યું તેવું જ તું પણ કર ! " અશ્વિનીકુમારોએ કસોટીના હેતુથી કહ્યું.

' હું આપને વિજ્ઞપ્તિ કરી કહું છું, એ મારાથી બને તેમ નથી. એ પ્રમાણે કરવાની મારી ઇચ્છા જ નથી. ' ઉપમન્યુએ નમ્રતા દર્શાવી.

' તારી આ પ્રકારની ગુરુભક્તિથી અમે વિશેષ પ્રસન્ન થયા છીએ. ઉપમન્યુ ! તારાં નેત્ર તને પુનઃ પ્રાપ્ત થાઓ ! તારૂં કલ્યાણ થાઓ ! ' અશ્વિનીકુમારોએ પ્રસન્નતાથી આશિર્વચન ઉચ્ચાર્યાં.

ઉપમન્યુ તરત જ દેખતો થયો. ગુરુપાસે જઈ તેમના ચરણમાં સાષ્ટાંગ પ્રણિપાત કર્યા અને બનેલો સર્વ વૃત્તાંત ગુરુને નિવેદન કર્યો. ગુરુદેવે પ્રસન્નવદને તેના સામું જોયું. તેના મસ્તકઉપર પોતાનો કર સ્થાપ્યો અને તેને શુભ આશિર્વાદ આપ્યો. ગુરુનાં આશિર્વચનથી ઉપમન્યુ સર્વ વેદશાસ્ત્રાદિમાં પારંગત થયો અને તેનો યશ અત્યંત વિસ્તારને પામ્યો ! ગુરુદેવની અપૂર્વ કૃપા તેના અનેક પ્રકારના વિજયના કારણભૂત થઇ !

*　　*　　*　　*

પૂર્વે ગુરુઓ આ પ્રકારે શિષ્યોને અનેક વિચિત્રસરખા પ્રસંગોમાં મૂકતા. શિષ્યોની અનેક પ્રકારે કસોટી કરતા. એ કસોટીનું મહત્વ સમજવા આંતર દૃષ્ટિની જરૂર છે. આ ગુરુઓ પણ સાચા આંતર જ્ઞાનને પ્રાપ્ત હતા.

આવી કસોટીની કિંમત અર્વાચીન યુગની દૃષ્ટિએ જણાય તે

ખરી. પરંતુ આવી કસોટી શિષ્યહૃદયમાં સાચું ધૈર્ય બળ કેળવે છે. આવી કસોટી આત્મશ્રદ્ધાને વધારે છે. પ્રયત્નોને વેગ આપે છે. નવીન કલ્પનાઓને જન્મ આપે છે! આ પ્રકારની કસોટીઓ જગતના અનેક અનુભવોથી કસી મનુષ્યને તેજસ્વી બનાવે છે અને પરિણામે ગુરુઈશ્વરના સાચા અનુગ્રહને આકર્ષી શ્રી, યશ, ઐશ્વર્ય અને વિજયને અર્પે છે! ધન્ય તે ગુરુદેવો! ધન્ય તે શિષ્યો!

---

# નવીન નિયંતા

+धातुः पुरा कोऽपि न बुद्धिदोऽभूत ।

શાંત અને પ્રસન્ન ચિત્તવાળો વિનયચંદ્ર પોતાના નાના પણ સુંદર મકાનની આસપાસ સ્વપ્રયત્નથી ઉછેરેલા રમણીય બગીચામાં બેઠો બેઠો વિશ્વવ્યવસ્થાપક સત્તાની અપૂર્વ લીલાથી આનંદ પામે છે. તેના મહિમામાં તેની વૃત્તિ તલ્લીન થઇ જાય છે. જ્યાં જેની જરૂર છે તે યોગ્ય પ્રકારે અને સુંદર રીતે વ્યવસ્થિત થયેલું જોઇ તેની અપૂર્વ અને અદ્દભુત બુદ્ધિની ચમત્કૃતિથી તે વારંવાર હર્ષમાં આવી જાય છે. તેના મુખમાંથી સહસા ઉદ્દગાર નીકળે છે, પ્રભો! કુદરતમાં આપનો જ ચમત્કાર સર્વત્ર દૃષ્ટિગોચર થાય છે. આપ વિભુ-રૂપે સર્વત્ર વ્યાપી જ્યાં જે જોઇએ તે યોગ્ય રૂપમાં સ્થાપો છો! આ વિશ્વની અનેક સ્થિતિઓ, અનેક પ્રકારના ભિન્ન ભિન્ન પ્રસંગાનુસાર રૂપને ધારણ કરતી રહે છે, એ આપ વિશ્વનિયંતાની અગમ્ય સત્તાનો જ પ્રભાવ છે! સમગ્ર વિશ્વમાં પ્રતીત થતી અસંખ્ય પ્રકૃતિઓ, તે અસંખ્ય પ્રકૃતિઓમાં ભિન્ન ભિન્ન સમયે પ્રકટતી અસંખ્ય લીલાઓ, અને તે છતાં તેમાં સર્વ વ્યવસ્થા, એ જોતાં આપના અદ્દભુત મહિ-

---

+ વિધાતાને શું કોઈ સલાહકાર ન મળ્યો ?

માનું ભાન કોને થયા વિના રહે તેમ છે ! આવા અનેક વિચારતરંગો વિનયચંદ્રના અંતરમાં પ્રકટતા હતા, એટલામાં જ દૂરથી તેના મિત્રનો સ્વર શ્રવણે પડે છે. " વિનયચંદ્ર એકાંતે બેઠા શા વિચારમાં લીન છો ? "

**વિનયચંદ્રઃ** ઓહોહો હૃષીકેશ ! પધારો. આ વિશ્વમાં પ્રભુની અદ્દભુત લીલાનો વિસ્તાર થયેલો જોઈ તેમાં જ વૃત્તિ આનંદથી જોડાઇ ગઈ હતી. વિશ્વમાં સર્વત્ર ઉત્તમ પ્રકારની વ્યવસ્થા દષ્ટિએ જણાતી હતી અને આવા અમર્યાદ પ્રદેશમાં જ્યાં જે જોઇએ તે અને જેવું જોઇએ તેવું સુવ્યવસ્થિત સર્વ કાલે થતું જોઈ વૃત્તિ ઈશ્વરના અદ્દભુત મહિમાથી આશ્ચર્યવશ થતી આનંદનો અનુભવ કરતી હતી.

**હૃષીકેશ:** વિનયચંદ્ર ! એ વાત તો સાચી છે કે સૃષ્ટિમાં ઘણે ભાગે વ્યવસ્થા જોવામાં આવે છે, પરંતુ જ્યાં મનુષ્યસૃષ્ટિનો પ્રારંભ થાય છે અને જ્યાં નૈસર્ગિક શું અને કૃત્રિમ શું તેનો ભેદ સ્પષ્ટ જણાતો નથી ત્યાં અનેક પ્રકારની અંધાધુની ચાલતી મારી નજરે જણાય છે. અને વિશ્વવ્યવસ્થા તેમાં કાંઇ જ માથું મારતી જણાતી નથી !

**વિનયચંદ્રઃ** " તમે કહો છો તે સર્વાંશે માન્ય થઈ શકે એમ હોય તેમ મને લાગતું નથી. વિશ્વવ્યવસ્થાપક સત્તા હમેશાં નિયમને માન આપે છે, અને તેથી પોતાના સ્થાપિત નિયમપ્રમાણે જે કંઇ થાય તેમાં તે આડે આવવાનો પ્રયત્ન કરતી નથી. "

**હૃષીકેશઃ** તમે કહો છો તે હું કબુલ કરૂં છું, પરંતુ જેમાં મનુષ્ય પોતાના સ્વાર્થની ખાતર અનેક પ્રકારની અવ્યવસ્થા ઉપજાવી બીજાઓને બંધનમાં સડાવે છે, તેમને ગુલામગિરિમાં રાખે છે, તેમને દુઃખ આપે છે, અનેક પ્રકારની અનીતિનો પ્રસાર કરે છે, તે સર્વમાં વિશ્વવ્યવસ્થાપક સત્તા ઉંઘતી હોય અથવા તો તે સર્વમાં ફેરફાર કરવાને મનુષ્યને સ્વતંત્રતા આપી હોય એમ તમને નથી લાગતું ? "

**વિનયચંદ્રઃ** " મનુષ્ય વિશ્વવ્યવસ્થાપક સત્તાની બહાર નથી. તે સત્તા સર્વમાં જ રહેલી છે અને મનુષ્યના અનેક પ્રયત્નો છતાં જ્યાં જે સમયે જે યોગ્ય હોય છે તે જ તે કરે છે.

**હૃષીકેશઃ** " તમારી ભૂલ છે. જુઓ, મનુષ્યે પ્રકાશનાં સાધનો શોધી કાઢી અંધકારની અવ્યવસ્થા દૂર કરી છે, તારનાં યંત્રો શોધી કાઢી દૂરતાથી પ્રકટતી અવ્યવસ્થાને તિલાંજલી આપી છે, સમુદ્રના ગંભીર જલને સરળતાથી તરી જનાર ઉત્તમ નૌકાયંત્રોના સાધનથી જલરાશિના બંધનથી મનુષ્યને મુક્ત કર્યા છે, વાયુયાનદ્વારા મનુષ્યે ગતિની અનિયંત્રિત સત્તા પ્રાપ્ત કરી છે. એમ મનુષ્યે પોતાના સામર્થ્ય-વડે અનેક પ્રકારની વિશ્વમાં રહેલી અવ્યવસ્થાને પણ વ્યવસ્થામાં આણી છે, અને તે જ પ્રમાણે મનુષ્ય ધારે તો સમગ્ર સૃષ્ટિમાં પોતાના બલવડે ઉત્તમ પ્રકારની વ્યવસ્થા પ્રકટાવી શકે તેમ છે, અને તેટલા જ કારણથી જગતમાં પ્રતીતિ થતી ઘણી અવ્યવસ્થામાં વિશ્વવ્યવસ્થાપક સત્તા શાંત રહી તેની વ્યવસ્થા કરવાનું મનુષ્યને જ સોંપી દે છે !

**વિનયચંદ્રઃ** " વિશ્વવ્યવસ્થાપકસત્તાથી જુદા રહી તમારૂં બળ અજમાવી તમે એ કાર્યો કદી કરી શકો તેમ નથી. યોગ્યાયોગ્યનો ન્યાય તમારી અલ્પજ્ઞ દૃષ્ટિ સંપૂર્ણ રીતે કરી શકે એ કેવલ અસંભવિત છે અને વ્યવસ્થા કરવાનો પ્રયત્ન કરવા જતાં તમે અવ્યવસ્થા ઉત્પન્ન કરી બેસો એમ કેમ ન કહી શકાય ? "

**હૃષીકેશઃ** " જે બીજાને સુખ આપનાર છે તેવી સ્થિતિ પ્રકટાવવામાં અવ્યવસ્થા પ્રકટવાનો સંભવ જ નથી ! "

**વિનયચંદ્રઃ** " આ વાર્તા અનુભવથી જ વધારે સારી રીતે સમજાશે. ઘણા સમયથી હું જાણું છું કે તમે યોગનાં કેટલાંક સાધનો સિદ્ધ કરવાનો પ્રયત્ન કરો છો. હું ધારૂં છું કે તે સાધનોવડે પ્રાપ્ત કરેલા બળનો ઉપયોગ કરી તમને જે જે અવ્યવસ્થા જણાતી હોય તે દૂર કરી વ્યવસ્થા કરી બતાવો અને જનસમૂહમાં આજે જે સુખનો અનુભવ

છે તે કરતાં અધિક ઉચ્ચ અનુભવ કરી બતાવો તો હું તમારી વાત કબુલ કરવા તૈયાર છું.

**હૃષીકેશઃ** "મારી પણ એ જ ઇચ્છા છે. હું બતાવી આપીશ કે મનુષ્યને કેવળ બેશી રેહેવાનું નથી, પરંતુ જગતને સુધારવાને માટે પ્રયત્ન કરવાનો છે."

**વિનયચંદ્રઃ** "હું તમારાથી વિરુદ્ધ મતને ધારણ કરૂં છું. મનુષ્યે જગતને સુધારવાનો પ્રયત્ન કરવાનો નથી, પણ પોતે સુધરવાનો જ માત્ર પ્રયત્ન કરવાનો છે. પછી જગત્‌માં ભલે ગમે તે સ્થિતિ હોય તેમાં માથું મારવાનું કામ આપણું નથી."

**હૃષીકેશઃ** "હું જ બતાવીશ કે એ કામ મનુષ્ય કેવી ઉત્તમ રીતે કરી શકે છે.

હૃષીકેશ વિનયચંદ્રની રજા લે છે. એક વર્ષની મુદત પછી તે મળશે એમ જણાવી તે જગત્‌નું હિત કરવા નીકળી પડે છે. સ્વેચ્છાનુસાર જગત્‌માં વિચરવું અને જ્યાં જ્યાં અવ્યવસ્થા જણાય ત્યાં ત્યાં વ્યવસ્થા કરવાના દૃઢ સંકલ્પપૂર્વક વિવિધસ્થળોતરફ પ્રયાણ કરે છે.

ગાઢ અરણ્યના મધ્યપ્રદેશમાં હૃષીકેશ પોતાના સામર્થ્યના પ્રભાવથી હર્ષભર્યો આવી પહોંચ્યો છે. મધ્યાહ્નનો સમય થયેલો છે. એક નાના ઝરણથી થોડે દૂર મનુષ્યના શબ્દો તેને શ્રવણે પડે છે. શું છે તે જાણવાના કુતૂહલથી સ્વર આવતો હતો તે દિશામાં પ્રયાણ કરે છે. આવીને જુએ છે તો એક વિકરાળ સિંહ પાંજરામાં સપડાયેલો છે. મજબૂત લોખંડનાં દ્વારની અંદરથી તેને નીકળવાનો માર્ગ જણાતો નથી. જાળીની અંદરથી પાછળ રહેલાં જંગલી લોકો તેને ભાલાના પ્રહાર કરે છે. પરમેશ્વરના સામ્રાજ્યમાં આવા વાણીના સાધનવિનાના પ્રાણીને આવો ત્રાસ થાય એ શું ઓછી અવ્યવસ્થા છે! તે અવ્યવસ્થાથી તેનું હૃદય દ્રવીભૂત થયું. પોતાના બળને અજમાવવાનો આ ઉત્તમ

પ્રસંગ તેને જણાયો. પોતાના એક જ સંકલ્પના બળવડે જંગલના લોકોના હાથ સ્તંભી ગયા. તેમના ભાલા હતા તે ને તે જ સ્થિતિમાં રહી ગયા. જંગલી લોકોએ જાણ્યું કોઈ દેવતા છે. તેઓ મૌન થઈ ઉભા રહ્યા. તત્કાળ તેમને જતા રહેવા સૂચવ્યું એટલે તેમણે ચાલવા માંડયું. પણ પોતાના સામર્થ્યનો ખરો ચમત્કાર તેમને દેખાડવાનો બાકી હતો તેથી તે બધાને દૂર ઉભા રાખ્યા. તત્કાળ બળવાન્ સંકલ્પ ફેંકયો અને લોખંડનાં દ્વાર છુટાં થઈ ગયાં. સિંહ બહાર નીકળ્યો. તેને વાગેલા પ્રહારને લીધે તેનાથી બરોબર ચાલી શકાતું નહોતું. તેના ઉપર હાથ ફેરવ્યો અને તે બરોબર ચાલતો થયો. થોડીવાર તેને અટકાવી રાખ્યો. પેલા જંગલી મનુષ્યોને જવાને રજા આપી. સઘળા ચાલતા થયા. એક મનુષ્ય આ દેવસમાન પુરુષને મળવાના હેતુથી ધીમે ધીમે ચાલી પાછળ રહ્યો. સિંહને હૃષીકેશે છુટો કર્યો. ઉપકારતળે દબાયલો સિંહ થોડી વાર નમ્રપણે ચાલ્યો. એટલામાં પાછળ રહેલો મનુષ્ય તેની નજરે પડયો. તત્કાળ તેના ઉપર છલંગ મારી તેને પ્રાણરહિત કર્યો. હવે તેનો ઝનુની સ્વભાવ જાગ્રત થયો. હૃષીકેશના ઉપકારની વૃત્તિ દબાઈ ગઈ. તેના પ્રતિ ધસારો કરી તેને પ્રહાર કર્યો ! પણ હૃષીકેશ પોતાના ચમત્કારિક બળથી તેનાથી છુટો થઈ ગયો. સિંહના પ્રહારથી શરીરે સખત ઘા થયા હતા. આવી સ્થિતિમાં આગળ ચાલવા માંડયું એટલામાં પાસેની વૃક્ષઘટામાંથી એક વૃદ્ધસરખો પુરુષ નીકળી આવ્યો અને તેને પોતાની પર્ણકુટીમાં લઈ ગયો. કોઈ વેલીનાં પત્રોનો રસ તેના શરીરે લગાવ્યો અને થોડા જ સમયમાં તેના શરીરે આરામ થઈ ગયો. તે પુરુષે તેને ફળફળાદિકથી સંતોષ્યો. આ વિના તેની સાથે અન્ય કશી જ વાર્તા ન કરી. હૃષીકેશે પોતાનો વૃત્તાંત તો કહ્યો જ હતો. હવે હૃષીકેશે રજા માગી કારણ કે પોતાના નિશ્ચયને સફલ કરવાનું તેણે નક્કી કર્યું હતું.

* * * *

હૃષીકેશ પોતાના પ્રયત્નમાં પ્રથમ ગ્રાસે મક્ષિકાજેવું થવાથી જરા ઝંખવાણો પડ્યો હતો છતાં હજી પોતાના સિદ્ધ કરેલા બળમાં તેને વિશ્વાસ હતો અને તે બળથી તે જગત્‌નું હિત કરી બતાવશે એવી તેની સંપૂર્ણ ખાતરી હતી. આથી એક પક્ષે સહજ ખિન્નતાને અનુભવતો અને અન્ય પક્ષે પોતાના બળના અભિમાનથી મસ્તીને અનુભવતો આગળ પ્રયાણ કરવા લાગ્યો. માર્ગમાં અનેક પ્રકારના તર્કવિતર્કો ઉઠતા. જગત્‌ના હિતમાટે શું કરવું અને શું નહિ તેનો તે વિચાર કર્યા કરતો, પરંતુ સરળ અને સુગમ કોઈ પણ માર્ગ તેની દૃષ્ટિએ આવતો નહિ. આથી તે એ જ નિશ્ચયઉપર આવ્યો કે લોકોની અંદર ભળવું અને તેમને જે દુઃખો જણાય તે દૂર કરવાં. આવા નિશ્ચયથી તે આગળ ચાલ્યો એટલામાં એક નાનું સરખું ગામ હતું ત્યાં તે આવી પહોંચ્યો. પોતાને તૃષા લાગી હતી તેથી કોઈ બ્રાહ્મણનું ઘર શોધી કાઢી તેને ત્યાં જઈ જલ માગ્યું. બ્રાહ્મણની સ્ત્રી જરા તીખા મિજાજની હતી તેથી તેને બે ચાર સ્વસ્તિવાચન સંભળાવ્યાં અને કહ્યું:

"જો મોટો જોગટો થઈને આવ્યો છે! અહિં પાણીને સાટે તો જન પેલી ભેંશોના વાડામાં જા. ઝીલીને થોડું...પી. દોઢ ગઉ છેટે કૂવામાંથી બેડું ખેંચી લાવીએ તારે પાણી મળે છે.'

હૃષીકેશને લાગ્યું કે આ સ્થળે મારો ચમત્કાર બતાવીશ તો આ સ્ત્રી મને પરમેશ્વરની પેઠે પૂજશે. વળી તે કહે છે તેમ જો પાણીનો કૂવો ગામથી દોઢ ગાઉ દૂર હોય તો આખા ગામનાં લોકોને સુખ થાય તેવું પાણીનું સાધન કરી આપીશ તો લોકો ઘણાં જ સુખી થશે અને મારી સ્તુતિ સર્વત્ર ગાશે. આથી કરીને તે સ્ત્રીને કહ્યું: બેહેન ગભરાઈશ નહિ. તને પાણીની આપદા છે તો હું હમણાં જ દૂર કરૂં છું. પુનઃ પોતાનું ચમત્કારિક બળ અજમાવ્યું. એક મોટો અવાજ થયો અને તે બ્રાહ્મણના ઘરથી થોડે જ દૂર એક લાંબી ફાટ

પડેલી તે સ્ત્રીને જણાઈ. તેની અંદર નિર્મળ જળનો પ્રવાહ વહેતો જણાયો. સ્ત્રી એકાએક આશ્ચર્યથી સ્તબ્ધ બની ગઈ. હૃષીકેશના ચરણે ઢળી પડી. તેને પોતાના મકાનમાં આવવા આગ્રહ કર્યો અને પ્રસન્નતાથી સ્વચ્છ પાણીનો લોટો લાવી આપ્યો. ગામમાં પણ ધીરે ધીરે વાત પ્રસરી ગઇ. અને ગામની નજીક જ નિર્મળ જળવાળી નદીનો પ્રવાહ નીકળેલો જાણી સર્વ કોઈ બહુ પ્રસન્ન થયાં. લોકોનાં ટોળેટોળાં તે જોવાને આવ્યાં. પાણીઆરીઓની ધમાચકડી મચી રહી. માથે બેડાં લેઈ સ્ત્રીઓ તથા કન્યાઓ આવવા લાગી અને આવો ચમત્કાર કરનાર મહાત્માનાં દર્શન માટે જગા પણ મળવાની મુશ્કેલ થઈ પડી. પુષ્કળ લોકો નદીનું પાણી ભરી ભરીને ઘેર ગયાં. કેટલાએકે તો તેમાં આનંદથી સ્નાન કર્યું અને પાણી ત્યાં જ પી લીધું.

બીજે દિવસે મધ્યાહ્ન સમયે ખબર પડી કે પાર્વતીશંકર પંડ્યાના ઘરમાં પાંચે છોકરા મરણ પથારીએ પડ્યા છે. પાર્વતીશંકર પંડ્યા ગામમાં સારા વિદ્વાન્ ગૃહસ્થ હતા તેથી તેમનું નામ પ્રસિદ્ધ હતું. લોકોમાં આ વાત ચર્ચાવા લાગી. ગંગા ને ગોદાવરી ને ટમકુ ને ઝમકુ વગેરે ગામની સર્વ સ્ત્રીઓ ટોળે મળી વાતો કરવા લાગી. એટલામાં શિવડોશી નામની એક વૃદ્ધ સ્ત્રી આવી અને બોલી 'અરે પણ આ જેઠાશાના ઘરમાંય છોકરો, છોકરાની વહુ, વહુની નાની બેન, બધાંય બેભાન થઈને પડયાં છે!' એટલામાં વળી એક ત્રીજી આવીને કહેવા લાગીઃ કોણ જાણે ગમે તે હોય; આ હરજી પટેલના ઘરમાંય બધાં સમસમાકાર થઈને પડ્યાં છે. કોણ જાણે નદીનું નવું પાણી પીધું તેમાં કંઈ હોય કે ગમે તેમ હોય!' આ પ્રમાણે નવા પાણીનો જેણે જેણે ઉપયોગ કર્યો હતો તેના ઘરમાં આવી સ્થિતિ થઈ હતી એમ ધીરે ધીરે ગામમાં વાત ચાલી રહી. આથી બિચારા કેટલાક ભોળા લોકો મહાત્મા મનાયલા હૃષીકેશને વિનતિ કરવા આવ્યા. હૃષીકેશને લાગ્યું કે રખેને ત્યાંની જમીનમાં કોઈ ઝેરી તત્ત્વો હોય અને તેથી તે પાણીમાં તેવી અસર આવી હોય. લોકોને શો જવાબ આપવો તે

તેનાથી સમજી શકાયું નહિ. લોકોને જવાબ આપે એટલામાં તો બે લઠ્ઠાજેવા માણુસો દોડતા આવ્યા અને બોલવા લાગ્યાઃ ‘ કયાં ગયો પેલો સાધુડો? મારી નાંખો સાલાને. આખા ગામને ઝેરી પાણી પાઇ મારી નાંખવા આવ્યો છે તે સાલ તુમડાનું માથું જ ફોડી નાંખો.’ લોકોએ જાણ્યું કે આ મહાત્માને મારી નાંખશે માટે તેમને અટકાવ્યા અને પેલા બ્રાહ્મણે પોતાનાં દ્વાર બંધ કરી દીધાં. હ્રુષીકેશે જાણ્યું કે હવે આ સ્થળે વધારે રહેવામાં માલ નથી. આથી કરીને તત્કાળ તો સર્વને સમાધાન આપ્યું કે હું તેનું નિવારણ કરૂં છું અને એક વર્ષ-સુધી આ નદીનું જળ કોઇએ પીવાના ઉપયોગમાં લેવું નહિ. આમ કરી લોકોને સમજાવ્યાં અને પોતે મધ્યરાત્રિના સમયે તે ગામનો ત્યાગ કરી ચાલી નીકળ્યો !

* * * *

બીજા પ્રસંગમાં પણ હ્રુષીકેશને ધારેલી સફળતા ન મળી તેથી કરીને તે કંઇક અપ્રસન્ન થયો. પરંતુ પુનઃ તેને સ્મરણમાં આવ્યું કે સારા કામમાં સો વિઘ્ન નડે છે. આથી આરંભમાં એક બે પ્રસંગોમાં કંઇક વિઘ્ન નડે તો તેથી તેણે પોતાના પ્રયત્નથી વિરામ પામવો એ લેશ પણ ઉચિત નહોતું. આવા નિશ્ચયપૂર્વક તે પોતાનો માર્ગ કાપવા લાગ્યો. કેટલાક સમયને અંતે તે એક બહુ નાનું નહિ તેમ ઘણું મોટું નહિ તેવા ગામસમીપ આવી પહોંચ્યો. તત્કાળ નિવાસસ્થાન માટે એક શિવાલય પસંદ કર્યું અને ત્યાં રહી લોકોની સામાન્ય સ્થિતિ કેવા પ્રકારની છે તથા તેમને કેવા પ્રકારની અડચણો છે તે વગેરેનો પરિચયથી અભ્યાસ કરવાનો નિર્ણય કર્યો. શિવાલયમાં અનેક મનુષ્યો આવતાં જતાં અને તપસ્વીસરખા જણાતા હ્રુષીકેશપ્રતિ કંઇક પૂજ્યભાવયુક્ત જોતાં. તેને કેટલાએક ભોજનમાટે પણ આમંત્રણ આપતાં. આવી રીતે ગામના લોકોસાથે તે સંબંધમાં આવવા લાગ્યો, અને તેથી કરીને ગામની સ્થિતિ કેવી છે તે જાણવા લોકોને તેણે

પૂછવા માંડયું. કેટલાએક લોકો તેના આગળ દીન બની જઈ કહેવા લાગ્યા. "મહારાજ આ ગામની સ્થિતિ જેવી ખરાબ છે તેવી કોઈની પણ નહિ હોય. આ ગામની આસપાસ જેટલી જમીન છે તે સઘળી પાસેના નગરના મોટા મોટા જમીનદારોના તાબાની છે. તેઓ અહિંના બિચારા ગરીબ ખેડુતોપાસે ઘણી મહેનત કરાવી ખેડાવે છે. તેની ઉપજ આવે તેમાંથી તેમને ઘણી જ થોડી મજુરી આપી બાકીની ઉપજ પોત હોઈયાં કરી જાય છે. ગરીબ ખેડુતોને બીજો કંઇ ધંધો નહિ એટલે મેહેનત મજુરી કર્યા વિના પેટ ભરવાનાં સાંસાં થઈ પડે. બાપદાદાનું ગામ છોડી બીજે જવું એ પણ કંઈ સહેલું નથી. વળી અધુરામાં પૂરૂં વિવાહવાજનજેવા વખતમાં નાણાં જાઈએ તે ધીરનારા અહિં કેટલાક વાણીઆ છે. તે પણ મોંનું માગ્યું વ્યાજ લે છે અને ગરીબોના પૈસાથી તર થઈ મોટા શ્રીમંત થઈને બેસે છે. વધારે વસ્તી આવા ગરીબોની છે અને તેમની આવી દુર્દશા છે. જ્યાં જોશો ત્યાં જણાશે કે અન્યાયથી ગરીબ વર્ગને બીજા ખુંદી નાંખે છે. આતો એક સાધારણ બાબત કહી પણ આવી ને આવી ઘણી રીતે અહિંના લોકોને વિટંબણા ભોગવવી પડે છે. શું કરીએ. તમારા જેવા 'મહાત્યમાનો' કંઈ આ પેટભરા વાણીઆને ને પેલા જમીનદારોને બોધ લાગે તો સઉ સારાંવાનાં થાય."

આ સર્વ વૃત્તાંત જાણી લીધા પછી હુપીકેશે શું કરવું તેની યોજના પોતાના મનમાં ઘડી કાઢી. બીજે દિવસે ગામના પાંચ મુખ્ય ગણાતા માણસોને પોતે એકાંતમાં બોલાવ્યા, અને તેમને સંબોધી આ પ્રમાણે કહેવા લાગ્યોઃ

"ભાઈઓ ! જુઓ. આ પરમેશ્વરની સૃષ્ટિ છે. આપણે બધા પરમેશ્વરના પુત્રો છીએ. અને તેથી આપણે બધા ભાઈઓ છીએ. આપણને બધાને સરખું સુખ મળવું જોઈએ, અને બધી બાબતનો સરખો ભાગ મળવો જોઈએ. પણ જેમ દ્વેષી ભાઇઓ પોતાના

ભાગ માટે લઢી મરી એક બીજાનું હોય તે ઝુંટાવી લે છે તેમ આ બધા સ્વાર્થી લોકોએ પોતાના સુખની ખાતર, પોતે એશઆરામ ભોગવી જગતમાં મોટા ગણાવાની ખાતર, અને પોતાના જેવું સુખ બીજાને મળતાં અદેખાઈ આવવાથી, તેઓ એવી એવી યુક્તિઓ કરે છે કે બિચારા ગરીબોને ઘણું દુ:ખ સહન કરવું પડે છે. પરંતુ આપણે હવે તેમ થવા દેઈશું નહિ. આપણે તેમને પણ નુકશાન નહિ આપીએ પણ સઉને સરખી રીતે રાખીશું. અને તેને માટે મેં બધી યોજના ઘડી રાખી છે. આ ગામને આપણે નવેસરથી જ બાંધવું. તેમાં સર્વને સરખી રીતની જ વ્યવસ્થા કરી આપવી. સર્વ મનુષ્યો ઉત્તમ પ્રકારે રહી શકે તેવાં ભવ્ય મકાનો. તેની અંદર તેમને વાપરવાને જોઇએ તેવાં ઉત્તમ પ્રકારનાં વાસણકુસણ, રાચરચીલાં વગેરે સર્વોત્તમ સામગ્રી તૈયાર રાખવી. ઉત્તમ પ્રકારે સુખનો ઉપભોગ કરી શકે તેવાં સુંદર વસ્ત્રો, સુંદર અલંકારો, મનને આનંદ આપનાર ચિત્રવિચિત્ર વસ્તુઓ, ઉત્તમ વાહનો, એ વગેરે સર્વને સરખા પ્રમાણમાં આપવાં, જેથી કોઇને એકબીજાનો દ્વેષ કરવાનું કારણ ન રહે. આથી આ નવું નગર એવું તો રમણીય અને ભવ્ય દેખાશે કે સ્વર્ગની અમરાવતી નગરી આ જ હશે એવી જોનારને એક ક્ષણ તો ભ્રાંતિ થયા વિના રહે નહિ. અને આ પ્રકારે સર્વને સરખી સામગ્રી મળવાથી કોઈને બીજાને ઠગવાની, બીજાનું ચોરી જવાની, બીજાનું પચાવી પાડવાની અધમ વૃત્તિઓ પ્રકટશે નહિ. મારો વિચાર એમ છે કે આ પ્રકારે આ સ્થળે પ્રથમ કરી જોવું અને પછી ધીરે ધીરે આખી પૃથ્વીઉપર આ પ્રકારની જ વ્યવસ્થા કરી નાંખવી જેથી કોઈ પણ સ્થળે ન્યૂનાધિકતા ના રહે!"

સાંભળનારાઓ તો બિચારા આભા જ બની ગયા કે મહારાજ કહે છે શું! શું આખા ગામને ફરીથી આવી ઉત્તમ રીતે બાંધવું એ કંઈ નાના છોકરાની રમત હતી? રેતીના કુબા જો બનાવવા હોય તો

વાત સંભવિત લાગે તેવી હતી અને તેથી તેમાંથી એક વૃદ્ધ અને ડાહ્યોસરખો મનુષ્ય બોલ્યો:

" મહારાજ ! તમે લોકને હખી કરવાનો તો હારો મારગ કહ્યો. પણ એને તો જનમ વીતી જાય તોય ઠેકાણું ના પડે. "

હૃષીકેશ પોતાના અદ્દ્ભુત બળથી નવી નગરીને સ્રજવાનો હતો તે વાર્તા બિચારા વૃદ્ધના જાણવામાં નહોતી અને તેથી આ પ્રકરે પૃછવાની તેને ફરજ પડી હતી.

હૃષીકેશને પણ એમ જ હતું કે આ લોકોની મારે ખાતરી કરી આપવી જોઇએ કે મારામાં કેવું સામર્થ્ય છે. કારણ કે તેમને જ્યાં સુધી તેની ખાતરી ન થાય ત્યાં સુધી મારી ધારેલી યોજનામાં આગળ પગલાં લેવાનું બને નહિ. આથી હૃષીકેશે ઉત્તર આપતાં કહ્યું:

" કાકુજી ! તમે કહ્યું તે ખરૂં છે, પણ યોગી પુરુષો ધારે તો ક્ષણમાં જ નવી સૃષ્ટિ ઉત્પન્ન કરી શકે છે. અને તેની ખાતરી હું તમને હમણાં જ કરી આપીશ. એમ કરી પોતે કંઇક વૃત્તિને એકાગ્ર કરી. પાસેના મનુષ્યો શું થાય છે તે નિઃશબ્દ રહી તીવ્ર આતુરતાથી જોવા લાગ્યા. આશરે ઘટિકાજેટલો સમય થયો એટલામાં તેમની સમીપ એક નાનુંસરખું દિવ્ય ભુવન રચાતું જણાવા લાગ્યું. પ્રથમ એક નાનોસરખો સુંદર બગીચો ઉગી નીકળ્યો અને તેની મધ્યમાં જોનારને વિસ્મય પમાડે તેવું આશ્ચર્યકારક મકાન ઉભું થવા લાગ્યું. જોતજોતામાં તો તેના ઉપર અત્યંત મોહક ચિત્રો આલેખાયાં. નાના પણ સુંદર ઓરડાઓની અંદર સુવર્ણ અને રૂપાનાં પાત્રો વ્યવસ્થિત ગોઠવાતાં જણાવા લાગ્યાં. ક્રમે ક્રમે તે મકાનના જુદા જુદા ભાગોમાં સામગ્રી એકઠી થવા લાગી. કોઇ સ્થળે સુવર્ણની પ્રકાશિત સાંકળોવાળા ઉત્તમ હિંડોળા ટંગાઇ ગયા. કોઇ સ્થળે રત્નજડિત પલંગોઉપર સુકોમલ શય્યાઓ તયાર થઇ ગઈ. કોઈ સ્થળે ત્રીજોરીની અંદર હીરારત્નાદિના અલંકારો પંક્તિબંધ ગોઠવાઈ ગયા. અને એ પ્રમાણે ક્રમે ક્રમે થોડી

વારમાં વિવિધ સામગ્રી રચાવા લાગી. જોનારા આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયા હતા અને એટલી આતુરતાથી જોઈ રહ્યા હતા કે સમય ક્યાં જાય છે તેનું તેમને ભાન રહ્યું નહિ. આ પ્રમાણે ત્રણ ચાર ઘટિકા-જેટલો સમય વહી ગયો. હૃષીકેશ જાગ્રત્ થઈ નેત્ર ઉઘાડી જુએ ત્યાં તો તે પાંચે પુરુષો સજલ નેત્રે તેના ચરણમાં પડ્યા હતા. વાણીથી એક શબ્દ પણ તેમનાથી ઉચ્ચારાતો નહોતો. હૃષીકેશે તેમને કહ્યું: આ જ પ્રમાણે અનેક ભવ્ય મહાલયો રચી શકાય. આ સ્થળે તેમ કરવાની જરૂર નથી. માત્ર થોડા જ સમયમાં આવું કાર્ય થઇ શકે છે એની તમને ખાતરી થાય તેથી જ આટલું તમને બતાવ્યું છે. હવે તે નિષ્પ્રયોજન છે તેથી તેને વિખેરી નાખું છું. એમ કરી તેનું પ્રથક્-કરણ કરવા સંકલ્પ કર્યો અને થોડી જ ક્ષણમાં ત્યાંની ભવ્ય લીલા હતી ન હતી થઇ રહી!

કાકુજી વગેરેને થયું કે ગામનું ભાગ્ય હવે ફર્યું છે! કોઈ કોઇને તો મનમાં એમ પણ થયું કે આવું માત્ર આપણને જ કરી આપે તો બહુ સારૂં. પણ હૃષીકેશનો વિચાર સર્વને સમાન સુખ આપવાનો હતો તેથી તે વિચારને તેઓ પ્રકટ કરી શક્યા નહિ.

સર્વની હવે ખાતરી થઈ ગઈ હતી કે નવી યોજના હવે તો સત્વર સિદ્ધ થશે અને આખા ગામના લોક કોઇ અવર્ણનીય સુખનો અનુભવ કરશે. તેથી પાંચે જણાએ હૃષીકેશને આ પ્રમાણે વિનતિ કરી: "કૃપાનાથ! આપ સાક્ષાત્ ઈશ્વર છો. આપનાં અમે બાળકો છીએ. હવે આપને આગળ જે કંઈ કરવાનું હોય તે જણાવો એટલે અમે તે તરત કરી નાંખીશું."

**હૃષીકેશ:** "તમારે કશું જ કરવાનું નથી. હવે જે કરવાનું છે તે મારે જ છે. અને હું તે કરીશ. આશરે પંદરેક દિવસ પછી હું આ કાર્યનો આરંભ કરીશ. તમારે માત્ર એટલું જ કરવાનું છે કે લોકોને એટલું જણાવવું કે હવે થોડા જ સમયમાં આપણી આ દુઃખી સ્થિતિનો

નાશ થવાનો છે. માટે અત્યારથી જ પ્રસન્નતામાં રહેવું."

તે પુરુષો બોલ્યા "હા કૃપાનાથ! અમે જણાવીશું કે આપજેવા મહાત્મા આ ગામમમાં પધાર્યા છે તેમના પુન્યપ્રતાપથી આપણને હવે ઇંદ્રાપુરી જેવું સુખ મળશે.'

હૃષીકેશઃ "તમને જેમ યોગ્ય લાગે તેમ કરજો."

હૃષીકેશે પંદરેક દિવસમાં પોતાને આવશ્યક બળનો સંચય કરવાનું નક્કી કર્યું હતું કારણ કે એક અસાધારણ કાર્ય કરી જગતને સુધારીને સુખી કરવાનો નિશ્ચય તેણે કર્યો હતો. એ પ્રમાણેની વ્યવસ્થા થઈ રહ્યા પછી તે હવે ધારેલું કાર્ય કરવાને સજ્જ થયો. પંદર દિવસને અંતે પેલા પુરુષો મળવા આવ્યા તેમને તેણે જણાવી દીધું કે હવે આવતી કાલથી હું મારા કાર્યનો આરંભ કરીશ. શું થાય છે, તેનું સ્વરૂપ તમને જણાવી દીધું છે, માટે નિશ્ચિતપણે જોયા કરજો.

બીજા દિવસના પ્રાતઃકાલથી જ હૃષીકેશે ગામનાં ઘરો નવીન રચવાનો સંકલ્પ કર્યો. એકાએક ભયંકર ગર્જનાના અવાજને પણ ઢાંકી નાંખે તેવા ત્રણ કડાકા થયા અને ગામનાં ઘરો જમીનદોસ્ત થઈ ગયાં તેમ જ સાથે પ્રચંડ વાયુ વાવા લાગ્યો. અસંખ્ય સ્ત્રી પુરુષોનો કચ્ચડ ઘાણ નીકળી ગયો. જે રહ્યાં હતાં તે ભયભીત થઇ નાસવા લાગ્યાં. પણ પ્રચંડ વાયુ પડેલાં ઘરોની માટીને જોરથી ઉડાડતો હતો અને તે મનુષ્યોનાં નેત્રોને એવાં પૂરી નાંખતો કે તેઓથી એક ડગલું પણ દૂર ચાલી શકાય તેમ નહોતું. જોરથી ઉડતા પથ્થરો, ઇંટો, લાકડાંઓ તેમના ઉપર જોરથી અથડાવા લાગ્યાં અને અનેક એ રીતે પ્રાણરહિત થઈ ગયા. હૃષીકેશ પણ કડાકો થવાથી જરા ક્ષોભ પામી જાગ્રત્ થયોઅને ગામ તરફ દૃષ્ટિ કરી તો અત્યંત અનિષ્ટ સ્થિતિ તેની નજરે પડી. તે હવે ગભરાયો. છતાં ધૈર્યને ધારણ કર્યું અને પ્રાપ્ત બળનો ઉપયોગ કરી વાયુનું સ્તંભન કર્યું. થોડી જ વારમાં વાયુ તો શાંત થઈ ગયો પણ ગામના લોકોની થયેલી દુર્દશા જોતાં તેનું હૃદય કંપવા લાગ્યું. શું કરવું અને ક્યાં જવું

તે તેને આવી કઢંગી સ્થિતિમાં જરા પણ સૂઝયું નહિ. નિરાશ થઈ વ્યતીત પ્રસંગઉપર વિચાર કરતો તે બેઠો છે એટલામાં જ પેલા પાંચ મનુષ્યોમાંનો એક તેના તરફ દોડતો આવ્યો, અને બોલ્યો; " અરે મહારાજ! અમને ગરીબોને ફસાવી આવા હાલ તમે કેમ કર્યા ? અમે જે સ્થિતિમાં રહેતા હતા તેમાં આના કરતાં શું ખોટું હતું કે તમે અમને સારી લાલચ આપી અને છેવટે આમ દગો કર્યો ! હશે જો આમાંથી ઉગારી શકાય તેમ હોય તો કંઇક કરો અને અમને બચાવો."

હૃષીકેશને આ મનુષ્યને ઉત્તર આપતાં ભારે થઈ પડ્યું. નવીન નગર આ જ સ્થળે રચવાનો આરંભ કરવાની પોતે ભૂલ કરી અને જૂનાં ઘરો હતાં તેની, નવાંને સ્થાન આપવા, આવી સ્થિતિ થઈ એ વાર્તા તેમને સમજાવવા જતાં પોતાની બુદ્ધિની કિંમત થઈ જતી લાગી અને તેથી તે તેનું સમાધાન આપવાને અન્ય વિચાર કરવા લાગ્યો. એટલામાં જ ગામથી બહાર ગયેલ એક ખેડુત ત્યાં આવી પહોંચ્યો અને પેલા મનુષ્યને પોતાના ગામનો જાણી પૂછયું કે આ બધું શું થઇ ગયું. તે પુરુષે હકીકત કહી સંભળાવવા માંડી. થોડીવાર સુધી તો તે આશ્ચર્યથી સાંભળી રહ્યો પણ જ્યારે તેણે જાણ્યું કે પોતાનાં સગાં વહાલાંની દુર્દશા કરનાર આ હૃષીકેશ છે, ત્યારે તેનાં નેત્રો લાલચોળ થઈ ગયાં. તેમાંથી અગ્નિનું વર્ષણ થવા માંડયું અને પોતાની પાસે ધારીયું હતું તે વેર લેવાને હૃષીકેશઉપર ઉગામ્યું. હૃષીકેશને ચતુર્થ પરિણામમાં પ્રવેશ કરવાની ફરજ પડી. થયેલી ભૂલને અન્ય રીતે સુધારવાનો નિર્ણય કરી ત્યાંથી તેણે હવે વાયુના વેગે આગળ પ્રયાણ કરવા માંડ્યું.

* * *

હૃષીકેશને વિનયચંદ્રનાં વચન સ્મરણમાં આવવા લાગ્યાં. પણ તેણે જાણ્યું કે આ હૃદયની દુર્બળતા છે. મનુષ્ય ધારે તો જગતમાં પ્રતીત થતી અવ્યવસ્થાને સુધારી શકવા તે સમર્થ છે, અને હું તે કરી બતાવ્યા વિના કદી રહેવાનો નથી. અનુભવવિનાની બાબતમાં શરૂ-

આતમાં ભૂલો થાય એ સંભવિત છે, પણ જેમ જેમ અનુભવમાં મનુષ્ય આગળ વધતો જાય છે, તેમ તેમ તેની ભૂલો દૂર થાય છે અને તે સત્વર કાર્યસિદ્ધિને અનુભવે છે. આવા વિચારમાં ને વિચારમાં પુનઃ કોઈ નગરના ભાગમાં આવી પહોંચ્યો. ઘણું ચાલી શ્રમિત થયો હતો તેમ જ તૃષાર્ત્ત હતો તેથી દૂરથી જણાતા કૂવાતરફ તેણે ચાલવા માંડયું. કૂપ-સમીપ આવ્યો ત્યાં એક મોહક તરુણી પાણી કાઢતી હતી. તેનું લાવ-ણ્ય અપ્રતિમ હતું. તેનું મનોહર મુખ, તેની દિવ્ય કાંતિ, સુઘટિત અંગો એ વગેરે અત્યંત આકર્ષક હતાં. આવી લલિત લલનાના રતિસરખા સૌંદર્યથી હર્ષીકેશ આકર્ષાય અને તેની સાથે વાત કરવાની વૃત્તિ થાય એ જરા પણ સંભવિત નહોતું. બ્રહ્મચર્યના અપૂર્વ માહાત્મ્યને તે સારી રીતે સમજતો હતો. તેમ જ ધર્મભાવના તો તેનામાં અત્યંત જાગ્રત્ હતી એ આપણે સ્પષ્ટ જોયું છે. પરંતુ તૃષાનિવૃત્તિઅર્થે તેની તરફ જવાને તેની વૃત્તિમાં વેગ ઉત્પન્ન થયો. તેથી તે તરુણીતરફ ગયો, અને વિનયથી તેને કહ્યુંઃ બહેન ! જરા પાણી પાશો ? પરંતુ તે તરુણીએ તેને કશો જ ઉત્તર આપ્યો નહિ. કદાચ પાણી કાઢવાના ધ્યાનમાં હશે તેથી તેણે ઉત્તર નહિ આપ્યું હોય એમ ધારી પુનઃ તે જ પ્રમાણે કહ્યું. તે તરુણી યુવાન્‌સરખા મનુષ્યને પોતાની સાથે એકાંતમાં વાત કરતો જોઈ લજ્જિત થવા લાગી અને નીચું જોઈ પોતાનાં પાત્ર ભરવા લાગી તથા અન્ય કોઈ સહચરી આવે તો ઠીક એમ ઇચ્છતી આસપાસ દૃષ્ટિ ફેરવવા લાગી. દૂરથી એક વૃદ્ધ ડોશી આવતી જણાઈ, અને તેથી તે જરાક નિર્ભય થઈ અને પુનઃ પોતાનો ઘડો કૂવામાં સીંચ્યો. હર્ષીકેશે પુનઃ જરા મોટેથી કહ્યુંઃ " બહેન, હું તરસ્યો છું; જરા પાણી પાઓને." પણ તે તરુણી એક અક્ષર પણ બોલી નહિ. હર્ષી-કેશ વિમાસણમાં પડ્યો. એટલામાં પેલી ડોશીને આવતી જોઈ તેથી જરા ધૈર્ય ધરી ઉભો રહ્યો. ડોશી આવી એટલે હર્ષીકેશે કહ્યુંઃ ' હું દૂરથી આવું છું અને તરસ્યો છું તેથી આ બહેનપાસે હું પાણી

માગું છું પણ તે શરમાઈ કંઈ જવાબ આપતાં નથી. સારૂં થયું તમે આવ્યાં. મને જરા પાણી પાશો ?'

ડોશીએ ઉત્તર આપ્યું "ભાઈ, આ બચારીની કરમકથા કહેવા-જેવી નથી. ગરીબ માબાપની છોકરી છે પણ જરા રૂપાળી છે ને, એટલે અહિંના નગરશેઠના છોકરાની સાથે એને પઈણાવી છે પણ પઈણ્યા પછી તરત જ કોણ જાણે શુંય થયું તે એના કાનમાં ધાક પડી ગઈ ને એ અખ્ખરે હાંભળતી નથી. અધુરામાં પૂરૂં કાંક વા આવ્યો કે ગમે તે થયું તે આ જડબું જ બંધાઈ ગયું છે. મોઢું જ પૂરૂં ઉઘડતું નથી. એ તો નગરશેઠને ઘેર પઇણી છે તે રોટલા પૂરા કરે છે, તે આટલો રોટલોય ખાવાનો મળે છે. બાકી બાપને તાં તો ભીખ માગતાંય પૂરૂં ન થાત. બચારા હહરાએય વહુને હધારવાને મહેનત તો કરી પણ કશું ય વળ્યું નહિ." આમ બોલી તેણે એક નિઃશ્વાસ નાંખ્યો.

ગામમાં પેસતાં જ પોતાના નિશ્ચયને અમલમાં મૂકવાનો સુયોગ હૃષીકેશને જણાયો. વળી નગરશેઠના પુત્રની વધૂને બોલતી ને સાંભળતી કરે તો ગામમાં વાત જાહેર થઈ જાય અને શેઠની મારફત અનેક રીતે લોકોને સુખી કરવાના માર્ગ નીકળી આવે, એમ જાણી ડોશીને કહ્યું: "ડોશીમા ! ફીકર નહિ. હું હમણાં તેનું દુઃખ દૂર કરૂં છું." એમ કહી એક સંકલ્પ કરતાંની સાથે તે તરુણીનાં વાણીસ્થાનમાં ગતિ થતી જણાઈ. તેની કર્ણેન્દ્રિયને બહારના જગત્સાથે સંબંધ થતો જણાયો અને તે હૃદયના આવેશથી તેના પ્રતિ નમન કરતી બોલી : "તમારૂં કલ્યાણ થજો."

હર્ષભરી તે યુવતી ઘરતરફ ચાલી ગઈ. ડોશી પણ પાણી ભરી ઘેર ગઈ અને રસ્તામાં જે કોઇ જાણીતું મળ્યું તેને આ આશ્ચર્યકારક સમાચાર જણાવતી ગઈ. કમલા તો પોતાના દુઃખને દૂર થયેલું જોઈ હર્ષભરી ઘરતરફ દોડી તે હૃષીકેશને પણ ભૂલી ગઈ.

કમલાને બોલતી ચાલતી થયેલી જોઈ તેનાં માબાપ પણ રાજી થયાં. થોડીજ વારમાં નગરશેઠને ત્યાં સમાચાર પહોંચી ગયા, અને પુત્રવધૂને આણું આવ્યું. જો કે થોડી વાર તો હર્ષમાં સઘળા જ હૃષીકેશને ભૂલી ગયા પણ અંતે નગરશેઠને સ્ફુરી આવ્યું અને તેથી હૃષીકેશની તપાસ કરવા માણસો દોડાવી તેને પોતાને ત્યાં બોલાવ્યો, અને ઉત્તમ પ્રકારે સન્માન આપ્યું. તે દિવસે નગરશેઠના ઘરમાં આનંદ પ્રવર્તી રહ્યો અને નગરમાં પણ સર્વસ્થળે ઉત્સાહથી આજના ચમત્કારિક પ્રસંગનીજ વાર્તા ચાલી રહી.

હૃષીકેશ નગરશેઠના ઘરમાંજ સ્થિતિ કરીને રહ્યો અને સર્વ રાત્રિએ આનંદથી વાર્તાલાપ કરી છુટા પડ્યા અને પોતપોતાના સ્થાને નિદ્રાવશ થયા. આનંદના વિચારમાં સર્વ લીન હતા તેથી નગરશેઠના કુટુંબીજનો ઘણી વારસુધી તો પથારીમાં પણ જાગ્રત્ જ હતાં. મધ્ય રાત્રિ વ્યતીત થઈ ગઈ અને સર્વની આંખ મળવા આવી એટલામાં એક કારમી ચીસ સંભળાઇ. સર્વ એકદમ જાગી ઉઠ્યાં અને શું છે તે જાણવા આતુર થઈ રહ્યાં. એટલામાં પુનઃ 'ઓ! બાપરે!' એવો અવાજ જોરથી સંભળાયો. નગરશેઠ તથા તેમનાં પત્ની અધિક ચિંતાતુર થયાં, કારણ કે સ્વર પોતાના પુત્ર વિરંચીલાલના શયનગૃહતરફથી આવેલો લાગ્યો. સર્વ તે તરફ દોડી ગયાં. વિરંચીલાલના ઓરડાતરફ જાય ત્યાં વિરંચીલાલ સામા મળ્યા. તેમના મુખઉપર રુધિરના રેલા વહ્યા જતા હતા અને નાકનું ટેરવું કપાઇને લટકી રહેલું હતું. લજ્જાયુક્ત વેશથી વિરંચીલાલે પોતાની સ્ત્રી કમલાતરફ આંગળી કરી કહ્યું "આ રાંણે મારું નાંક કંડી ખાંધું..." અને પોતાના નાકઉપર લુગડું દાબવા લાગ્યો.

હૃષીકેશ પણ આ ખળભળાટથી જાગી ઉઠ્યો હતો. તેના પગ વિરંચીલાલના શયનગૃહતરફ જતાં ધ્રુજવા લાગ્યા. વિરંચીલાલના દુઃખનું કારણ હૃષીકેશજ હતો કારણ કે કમળા અને વિરંચીલાલવચ્ચે

કંઈક તકરાર પડતાં કમલા અત્યંત ચીડાઇ ગઈ અને વિરંચીલાલના નાકે જોરથી બચકું ભરી તેનું નાક કાપી નાંખ્યું હતું. ઘરનાં સર્વ હૃષીકેશઉપર ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યાં. હૃષીકેશ હૃદયની આવી ક્ષુબ્ધ સ્થિતિમાં કંઈ પણ કરી શક્યો નહિ અને ઝંખવાણો પડી ગયો. પોતે ઘરમાં છે એ પણ હવે ઘરના માણસોના જાણવાથી નવી ઉપાધિ જાગશે એમ ધારી છાનામાના પરભાર્યા જ પોબારા ગણવા માંડ્યા.

*　　*　　*　　*

ચાર ચાર પ્રસંગોમાં અર્ધી સફળતા અને અર્ધી નિષ્ફળતા જોઈ ક્ષણમાં હૃષીકેશને એમ થવા લાગ્યું કે વિનયચંદ્રના નિશ્ચયો જ કદાચ સત્ય હશે પણ ક્ષણમાં તેથી વિરોધી નિશ્ચય તેનામાં સ્ફુરતો. વળી તેને મહાત્મા ભર્તૃહરિનાં વચનો સ્મરણમાં આવ્યાં કે प्रारब्धमुत्तमजना न परित्यजन्ति । આથી પુનઃ નિશ્ચય કર્યો કે મારા જેવાએ આરંભેલા કાર્યને મૂકી દેવું એ યોગ્ય નથી. હવે એક વાર ખરો ચમત્કાર કરી જગત્માં નામના કરવાનો નિશ્ચય કર્યો. જતાં જતાં એક મોટી ટેકરી તેની નજરે જણાઈ. તે ટેકરીઉપર એક કિલ્લો બાંધેલો જણાયો. કિલ્લાની બહાર જનસંચાર લેશ પણ જણાયો નહિ, તેથી ત્યાં શું છે તે જાણવાની ઇચ્છા થઈ. એટલામાં કોઇક પ્રવાસીજેવો ત્યાં થઈને જતો જણાયો. તેને પૂછ્યું કે આ શું છે. પ્રવાસીએ કંઈ પણ ઉત્તર આપ્યું નહિ અને આગળ ચાલ્યો. પુનઃ જરા મોટેથી બૂમ પાડી પૂછ્યું. પ્રવાસીએ તોછડો જવાબ આપ્યો અને કહ્યુંઃ “મૂગો મૂગો અહિંથી ચાલ્યો જા નહિ તો બધાની વલે થઈ તે તારી પણ થશે.”

હૃષીકેશે જરા વિનયથી પૂછ્યુંઃ “પણ ભાઇ જરા કહો તો ખરા કે તેમાં શું છે.”

**પ્રવાસીઃ** અરે યાર શું કહું. તું તારે ચાલ્યો જાને ! નહિ તો કંઈ ફસાઈ પડીશ.

**હૃષીકેશઃ** પણ એવું તે શું છે કે હું ફસાઈ જઈશ. ”

**પ્રવાસીઃ** “ જા ભઈ જા. માથાં ન ફોડાવ. તું તારે રસ્તે ચાલ્યો જા. ” આમ કહી તે પ્રવાસી કિલ્લાતરફ આગળ ચાલ્યો જતો હતો એટલામાં તેની પાસેનું એક વસ્ત્ર નીચે પડયું. હૃષીકેશને લાગ્યું કે તેને અટકાવવાનો આ ઠીક પ્રસંગ છે એમ જાણી તેને કહ્યું ભાઈ! આ તમારૂં લુગડું પડયું તે તો લેતા જાઓ. પ્રવાસી પાછો વળ્યો. લુગડું લેવા ઉભો રહ્યો. પુનઃ એક પણ અક્ષર બોલ્યાવિના આગળ ચાલવા માંડયું. પણ ક્યાં ? તેના પગ જમીનસાથે એવા તો સજ્જડ થઇ ગયા હતા કે એક પગસરખો પણ તેનાથી ઉંચો થઈ શકે તેમ નહોતું. હૃષીકેશે મૌનપણે પાછલો માર્ગ લીધો. પ્રવાસી સમજી ગયો. હૃષીકેશને આજીજીપૂર્વક બૂમો પાડી કહેવા લાગ્યો “ અરે ભાઇ, એ મેહેરબાન, અરે જોગીરાજ, જરા આમ આવોને. ભાઇશાબ મારી ભૂલ થઇ. હું ભૂલ્યો. બાપજી ભૂલ્યો. ”

હૃષીકેશને એટલું જ જોઇતું હતું . હૃષીકેશે તેની પૂર્વની વાતચિતઉપરથી નિર્ણય કર્યો હતો કે ચમત્કારવિના નમસ્કાર નથી માટે જરા ચમત્કાર બતાવી દીધો હતો. પાસે આવી તેને પૂછ્યું કે આ શું છે તે જણાવે તો તને છોડું.

**પ્રવાસીઃ** “ ભઇશાબ મારા ઉપર આટલું બધું બળ અજમાવ્યું ત્યારે એ વાત જાણવામાં જ જોર કાઢવું’તું ને. ”

**હૃષીકેશઃ** “ વિનાકારણ એવું બળ ખરચી નાંખવાની શી જરૂર ?”

**પ્રવાસીઃ** ઠીક ભાઇશાબ. તમને જે ખરૂં લાગે તે ખરૂં.

**હૃષીકેશઃ** “ કહો હવે, એ શું છે ?”

**પ્રવાસીઃ** “ જુઓ ભાઇશાબ સાંભળો. આ અહિંથી જરા છેટે

મોહનપુર નામનું નગર છે એ તો તમને ખબર હશે. તેમાં એ નગર મોહનસિંહ રાજાએ વસાવ્યું હતું.

**હૃષીકેશઃ** મને બહુ લાંબી વાતની જરૂર તથી. તમે ટુંકામાંજ સમજાવી દો.

**પ્રવાસીઃ** સારૂ ભાઇશાબ. જુઓ હમણાં તો તેમાં રાજાના કુંવર નાના છે તે ગાદીએ છે એટલે બધું કારભારૂં એમના કાકા અજેસિંગના હાથમાં છે. વળી દિવાનજી સાહેબ પણ મહિં મળતા મળેલા છે. હવે જુઓને લાંબી ટુંકી જવા દઉં છું. એ અજેસિંગના મનમાં એમ કે ગાદીનો માલિક જ હું થઇ જઉં. એવા ધોરણે બધી ગોઠવણ એમણે કરવા માંડી. પણ એની બીજા ભાયાતોને ને ગામના લોકોને ખબર પડી. ગામના લોકો ધીરે ધીરે એ ગોઠવણને તોડી પાડવાની જુક્તિઓ કરવા લાગ્યા. અજેસિંગને આની બાતમી મળી ગઈ અને તેથી તેણે એ લોકોને ફસાવવાની જાળ પાથરી. લશ્કરના માણસોને ખુબ પૈસા ખવડાવ્યા અને પોતાના પક્ષમાં લઈ લીધું. એકાએક જે જે માણસો સામા થાય તેવા હતા તે સઘળાને કેદ કરી લીધા અને આ જૂના વખતથી બાંધેલા કિલ્લામાં લાવી પૂરી દીધા. ત્યાં તેમને બહુ જ હલકી રીતે રાખે છે. મારો એક દોસ્તદાર પણ મહિં પૂરાયો છે તેથી હું અજેસિંગને એક બે વાર બાતમી આપી તેનો વિશ્વાસપાત્ર થયો છું. આથી મને હાલ એક બે દિવસથી કિલ્લાનું કામકાજ સોંપે છે. મારો વિચાર છે કે ધીરે ધીરે તે લોકોને એમાંથી છોડાવવા. જુઓ ભાઈશાબ! તમે આવા ચમત્કારિક પુરસ છો જાણી મારા પેટની વાત કહી દીધી છે. જો દયા કરીને મને મદદ કરો તો સારૂં."

હૃષીકેશને લાગ્યું કે બિચારા કેવળ નિર્દોષ મનુષ્યોઉપર જુલમ થાય એ કેવળ અન્યાય છે. મારે એ સર્વને મુક્ત કરવા એટલું જ નહિ પરંતુ એ પાપી અજેસિંહને પણ બતાવી આપવું જોઈએ. વળી

આ પ્રસંગમાં હું મારો ચમત્કાર બતાવી આખી રાજ્યવ્યવસ્થા મારે હાથ લઇશ અને થોડા જ સમયમાં મારી યોજનાઓ હું અમલમાં મૂકી મારા નિશ્ચયને સિદ્ધ કરીશ.

પ્રવાસીને સાથે લેઇ હૃષીકેશ પોતાના મનમાં અનેક યુક્તિઓ ઘડતો ટેકરીઉપર ચઢયો. ત્યાં જઈ એકદમ પોતાના સંકલ્પના બળથી સર્વ કેદીઓનાં બંધનો ત્રોડી નાંખ્યાં. સોએ સો કેદીઓ એકાએક આશ્ચર્યથી જોઈ રહ્યા. આ શી રીતે થયું તેનો વિચાર કરે એટલામાં પ્રવાસી અને હૃષીકેશને જોયા. હૃષીકેશને જોતાં જ સર્વેએ તેનામાં કંઇક વિલક્ષણતા જોઇ અને તેથી તેના પ્રતિ સન્માનનો ભાવ દર્શાવ્યો. હૃષીકેશે તરત જ કહ્યું : "બંધુઓ! તમારી સ્થિતિના સમાચાર આ મિત્રદ્વારા જાણ્યા છે, અને હું તમને મદદ કરવાને માટે જ અહિં આવ્યો છું. આ તમારાં વજ્રજેવાં બંધનો મારા સંકલ્પથી જ ત્રુટીને દૂર થયાં છે. હું ધારૂં તો અજેસિંહનાં ગાત્રોને તે જ પ્રમાણે ત્રોડી નાંખું પરંતુ એ પ્રમાણે હિંસા કરવી એ મારૂં લક્ષ્ય નથી. અજેસિંહ પણ પુનઃ ઠેકાણે આવે અને સર્વ સુખી થાય એ જ મારી ઇચ્છાનો વિષય છે. અજેસિંહને આમ છતાં કંઇક ચમત્કાર તો બતાવવાની જરૂર જ છે અને તેની જ હવે હું તૈયારી કરૂં છું.

આટલું કહી થોડી વાર તે શાંત રહ્યો. એટલામાં ટેકરીઉપર ખરીઓના અવાજ સંભળાવા લાગ્યા. ઘોડાના હણહણાટથી આસપાસનો પ્રદેશ ગાજી રહ્યો. તે મનુષ્યોએ ધાર્યું કે અજેસિંહે તો લશ્કર નથી મોકલ્યું અને તેથી ચિંતાતુર થઈ આમ તેમ જોવા લાગ્યા. પણ એટલામાં એક પછી એક સુંદર ઘોડાઓ સામાનસાથે ખોંખારતા ચાલવા લાગ્યા, અને તેના ઉપર અશ્વવારને બેસાડી મસ્તીથી સમરાંગણમાં લઇ જવા તત્પરતાવાળા જણાયા. અશ્વો એક હારમાં આવીને ગોઠવાઇ ગયા. હવે માત્ર શસ્ત્રોની જ જરૂર હૃષીકેશને જણાઇ. પણ જો સંકલ્પ કરવામાં અસાવધાનતા થઈ જાય તો શસ્ત્રો આવીને

મનુષ્યોઉપર અને ઘોડાઓ ઉપર જ પડે અને સર્વનો કચ્ચરઘાણ નીકળી જાય એ તેને પૂર્વના અનુભવથી સ્પષ્ટ થયું હતું અને તેથી તે ટેકરીઉપર મધ્યમાં જગા રાખી તેટલામાં જ શસ્ત્રોને આકર્ષ્યાં. જોતજોતામાં તીક્ષ્ણ ધારાવાળી ચળકતી તરવારો, દુર્ભેદ્ય વસ્તુઓને પણ જોતજોતામાં ભેદી નાંખે તેવા તીક્ષ્ણ ભાલાઓ વગેરે આવી પડ્યા, અને સર્વ હર્ષથી જય જયનો પોકાર ગર્જાવી રહ્યા. ઉત્તમ પ્રકારનાં બખતરોની જ હવે માત્ર ખામી હતી, કારણ કે યુદ્ધ થવાના પ્રસંગમાં નિર્દોષ મનુષ્યોને વિનાકારણ પ્રહાર ખમવા ન પડે. પુનઃ પોતાના બળનો ઉપયોગ કર્યો અને જોતજોતામાં તે પણ તૈયાર થઈ આવવા લાગ્યાં. આ પ્રકારની સર્વ સામગ્રીને ધારણ કરી તે પુરુષો અશ્વારૂઢ થયા. હૃષીકેશ પણ એક સુંદર અશ્વઉપર આરૂઢ થયો. હવે આ ને આ સ્થિતિમાં જ ત્યાં જવાનું તેને ઠીક લાગ્યું નહિ. અને તેથી આખી ટેકરીનાં અણુઓમાં ગતિ ઉત્પન્ન કરી તે ટેકરી જ એક પ્રચંડ વાહનરૂપે ચાલતી ચાલતી ત્યાં જાય એવી વ્યવસ્થા કરવાનું નક્કી કર્યું. શું કરવું તે હૃષીકેશને જ્ઞાત જ હતું અને તેથી તેણે તે અણુઓને ગતિમાં મૂકવા પ્રયત્ન કરવા માંડ્યો. થોડી વારસુધી કંઇ જ થયું નહિ અને તેથી તેને લાગ્યું કે રખેને મારો પ્રયત્ન નિષ્ફળ જાય. છતાં દ્વિગુણ બળનો ઉપયોગ કર્યો, અને ટેકરી એક વાહનરૂપે પૃથ્વીઉપર ચાલવા લાગી. શરૂઆતમાં ધીરે ધીરે તેણે માર્ગ કાપવા માંડ્યો અને થોડી ક્ષણમાં તો તે વેગથી ચાલવા લાગી. આકાશમાં ભયાનક ગર્જના કરનાર મોટા પહાડજેવાં વાદળાંઓ જેમ ગતિ કરતાં જણાય છે, તેમ પૃથ્વીઉપર આ ટેકરી ગતિ કરતી જણાવા લાગી. થોડી જ વારમાં નિર્જન પ્રદેશ વટાવી ટેકરી આગળ ચાલી. દૂર રહેલા લોકો આશ્ચર્યથી જોવા લાગ્યા. આ તે ઇંદ્રરાજા કે યમરાજા કે કોઈ ઊર્ધ્વ લોકનો દેવ પોતાના સૈન્યસહ પૃથ્વીઉપર ઉતરી આવ્યો છે કે શું એમ વિચારવા લાગ્યા. પણ ટેકરી તો હવે ઝડપથી માર્ગ કાપતી જતી હતી. હૃષીકેશ પણ ભવિષ્યની કલ્પનાઓ ઘડતો પ્રસ-

જતાને અનુભવતો હતો, એટલામાં તેને જણાયું કે દૂર રહેલા લોકો ભયંકર ચીચીઆરીઓ કરી રહ્યા છે. લોકો હાંફળાં ફાંફળાં થઇ નાસે છે અને અનેકને દૂર ખસવા બૂમો પાડી પાડીને જણાવે છે. મરતાં મનુષ્યોની કારમી ચીસો પણ ક્રમે ક્રમે તેને સંભળાવા લાગી. જેમ જેમ ટેકરી આગળ વધતી ગઇ તેમ તેમ લોકોની કારમી ચીસો વધારે ને વધારે સંભળાવા લાગી. હવે હૃષીકેશના અંતરમાં ક્ષોભનો પાર રહ્યો નહિ. તેને લાગ્યું કે ટેકરીને ગતિ આપી ચલાવવામાં તેણે મોટામાં મોટી ભૂલ કરી છે. સો મનુષ્યોને સુખી કરવા જતાં તેણે હજારો નિર્દોષનો ઘાણ કાઢી નાંખ્યો છે. અને હજી પણ તેનો અંત જણાતો નથી. હવે તે ટેકરીને એકદમ સ્તંભાવવા પ્રયત્ન કરે છે, પણ તેના અંતઃકરણની અવસ્થા એટલી તો વ્યગ્ર થઇ ગઈ છે કે તેના સંકલ્પની કશી જ અસર થતી નથી, અને સીધીને સીધી માર્ગ કાપતી ચાલી જાય છે. તેને લાગ્યું કે આ સ્થિતિમાં મારા પ્રાણ બચાવવા પણ મારે મુશ્કેલ છે, પણ હવે મારે કંઈ પણ કરવું જોઇએ. જો મારા પ્રાણ બચશે તો હજી પણ હું કંઈ કરી શકીશ. આમ વિચારી ટેકરીઉપરથી ગમે તે રીતે નીચે ઉતરવા તેણે નિશ્ચય કર્યો. તે પોતાના ઘોડાઉપરથી ઉતરી ગયો અને સાવધાનતા રાખવા છતાં અને અનેક રીતે બળનો ઉપયોગ કરતાં છતાં પડતો આખડતો મહા મુશીબતે નીચે આવી શક્યો. તેના સાથીઓ તો ભયભીત થઇ જડ-જેવા બની ગયા હતા, અને તેને ઉતરતો જોઈ તેઓ પણ તેવો પ્રયત્ન કરવા લાગ્યા, પરંતુ તેમાં પોતાના પ્રાણ ગુમાવી બેઠા. ટેકરી તો માર્ગ કાપતી ચાલી ગઈ. થોડી જ પળમાં હૃષીકેશની દૃષ્ટિથી તે દૂર થઇ ગઇ.

*　*　*

હૃષીકેશ હવે એક એકાંત સ્થળમાં જઇ પડ્યો. તે કેવળ નિરાશ થઈ ગયો. વિનયચંદ્રનું તેને વારંવાર સ્મરણ થવા લાગ્યું. પણ હવે

તેને શું મુખ બતાવવું એમ ધારી ઘડીમાં એકાંતમાં જ પોતાનું આયુષ્ય વ્યતીત કરવાનો તે નિશ્ચય બાંધતો. વળી તેને એમ થતું કે નહિ મારી ભૂલ સુધારવી એ મારૂં કર્તવ્ય છે. આવી નિરાધારવત્ પ્રતીત થતી સ્થિતિમાં એક પ્રસંગે તેનું હૃદય શોકથી ભરાઇ આવ્યું. વિશ્વવ્યાપક સત્તાની અગમ્ય લીલાનો તેને ભાસ થવા લાગ્યો. આવા ને આવા અનેક વિચારો તેના હૃદયમાં સ્ફુરવા લાગ્યા અને એવી જ કોઇક ક્ષણે તે પરમાત્માપ્રતિ દીનપણે સ્તુતિ કરતો નિદ્રાવશ થયો.

નિર્જન પ્રદેશમાં અંધકારમાં હૃષીકેશ સુતો છે. તેનું મન વિશ્વ-પતિની લીલાનાં અનેક ચિત્રો દર્શાવે છે. એટલામાં તે પોતાની આસપાસ એક સૌમ્ય શુભ્ર પ્રકાશને જુએ છે. થોડી જ વારમાં તેની મધ્યમાં એક ભવ્ય અને તેજસ્વી આકૃતિ રચાય છે. હૃષીકેશ પ્રેમથી તે પ્રતિ ધસે છે, છતાં પોતે બલરહિત છે એમ જણાય છે. દૂરથી જ તે રમ્ય આકૃતિનાં દર્શનથી આનંદને અનુભવે છે, એટ-લામાં તેને સંભળાય છે :

" હૃષીકેશ ! વિશ્વવ્યવસ્થાપક સત્તાની અપૂર્વ બુદ્ધિકરતાં મનુષ્ય-બુદ્ધિ ગમે તેટલી સર્વોત્કૃષ્ટ છતાં ચઢીયાતી નથી, એટલું જ તું સમજ. અધિક શું. જો, જાગ્રત્ થા. વિનયચંદ્રની પાસે જા. "

શબ્દો બંધ થઈ ગયા. હૃષીકેશ જાગ્રત્ થયો. આમતેમ જોવા લાગ્યો. શું તે ભ્રમ હતો ? શું તે સ્વપ્ન હતું ? શું તે સાચું હતું ? કંઈ જ સમજાયું નહિ.

હૃષીકેશે નિર્ણય કર્યો : મને કોઇ અગમ્ય સત્તા ટુંકામાં હિત-કારક વચન સંભળાવી ચાલી ગઈ. કંઇ નહિ. હું વિનયચંદ્રને મળીશ.

*  *  *

થોડા જ સમયપછી વિનયચંદ્રના સુંદર બગીચામાં વિનયચંદ્ર

અને હૃષીકેશ બેઠા છે. બન્ને જણા પ્રેમથી વિશ્વવ્યવસ્થાપક સત્તાની લીલાની ચર્ચા કરે છે. વિનયચંદ્ર હૃષીકેશને ઉદ્દેશી કહે છે :

" હૃષીકેશ ! મહાત્મા વિશ્વવંદ્યના નીચેના કાવ્યમય ઉદ્દગારો શ્રવણ કરો : **સામર્થ્ય કંઈ વિશ્વવ્યવસ્થામાં ડખલ કરવા માટે નથી.** એવાં એ વિશ્વહિતૈષી મહાત્માનાં વચનો શ્રવણ કર્યા પછી જ હું મારા બગીચામાં બેઠો હતો ત્યારે વિશ્વવ્યવસ્થાપક સત્તાની અકલ કલાનું મને ભાન થતું હતું. તમ રા મનની સ્થિતિ તે પ્રસંગે એવી હતી કે તમને તે સમયે તે મહાત્માનાં વચનો ભાગ્યે યથાર્થ લાગત. જુઓ શ્રવણ કરો.

વિનયચંદ્ર પોતાના મનોહર કંઠથી નીચેનું કાવ્ય હૃષીકેશને સંભળાવે છે. હૃષીકેશ મહાત્મા વિશ્વવંદ્યનાં અનુભવમય વાક્યોને સ્તુતિપૂર્વક વધાવી લેતો શાંતિથી શ્રવણ કરે છે :

સ્વરૂપસામર્થ્યમાં મુજને, શ્રદ્ધા એવી છે પ્રબળ જી,
કે જો ઇચ્છું હું ખસેડવા, ખસેડું તો હિમાચળ જી;
જેમ ખસેડે બાળક કાંકરો.

પણ હું કરવા ઇચ્છું એવી ના!, બુદ્ધિવિનાની રમત જી,
બાજીગરની ન માંડી બાજી મેં, ઉપજાવવાને ગમત જી;
શુણવા તથા વાહવાહ લોકની.

જ્યાં છે હિમાલય હાલ ત્યાં, આપે સુખને સહાય જી,
ઘટિત સ્થલે સજી, છે મૂકયો, પ્રભુએ તેને ભારતમાંહ્ય જી;
ડાહ્યો પ્રભુથી શીદ હું થઉં.

કેવો મોટો છું હું સર્વથી, મારું કેવું યોગબળ જી,
દર્શાવવા એવું વિશ્વને, ખસેડીને અન્ય સ્થળ જી;
કદી હું આ હિમગિરિને મૂકું-

પણ તેને મૂકવાને સ્થળ બીજું, પડશે શોધવું પહેલું જી,
સેંકડો ગાઉના વિસ્તારનું, મળવું નથી કંઇ સહેલું જી;
આ જેવું, યોગ્ય બધી રીતે.

વળી જ્યાં મૂકીશ હું આ હિમગિરિ, તે સ્થળ મારૂ ના ગણાય જી,
ત્યાં વસતા જીવ પણ બધા, મારી કૃતિથી હણાય જી;
લક્ષે લેવું એ મને ઘટે.

આ આદિ નાના વિચારથી, કરૂં હું ખોટા ના ખેલ જી,
જે જેમ ચાલે છે જગવિષે, તેમાં કરતો ના ખલેલ જી;
પ્રભુની વ્યવસ્થા ત્યાં જાણીને.



# पक्षपातरहित अनुभवप्रकाश

[ **વેદાંતવિશારદ શ્રીયુત નર્મદાશંકર દે. મહેતાના** આમુખસહિત. ]

આ ગ્રન્થનું ગુજરાતી ભાષાંતર અમારા તરફથી પ્રકટ થયેલું છે, અને અનેક વિદ્વાનો, માસિકો અને વર્તમાનપત્રોએ તેને માટે પ્રશંસાના ઉદ્‌ગાર કાઢેલા છે.

**અનુભવપ્રકાશ** અનેક રસમય દૃષ્ટાંતો, સંવાદો અને પૌરાણિક કથાઓનો ભંડાર છે. અને તે દ્વારા પરમાત્માનું અથવા આપણા જ આત્માનું અદ્‌ભુત જ્ઞાન કરાવી આત્માનાં અદ્‌ભુત જ્ઞાનસામર્થ્ય આપણામાં પ્રકટ કરે છે.

જે પરમ ચૈતન્ય છે તેમાંથી જ સર્વ જ્ઞાન, સર્વ સિદ્ધિઓ, સર્વ સામર્થ્યો પ્રકટે છે એ સર્વ કોઇ જાણે છે. આ પરમચૈતન્ય તે જ આપણો આત્મા છે. એ આત્માની પ્રત્યભિજ્ઞા થવાથી, તેને સારી રીતે ઓળખવાથી, આપણે એ પરમ ચૈતન્યના જ્ઞાન, ઐશ્વર્ય, બલને અનુભવી શકીએ છીએ. એ આત્મસ્વરૂપની પ્રત્યભિજ્ઞા અથવા ઓળખ કરાવવામાં **અનુભવપ્રકાશ**નું વાચન જિજ્ઞાસુને અત્યંત સહાયક અને ઉપયોગી છે. **સ્વામી રામતીર્થ** જેવા પુરુષોએ પણ તે ગ્રન્થની મહત્તાનાં વખાણ કરેલાં છે.

**અનુભવપ્રકાશ**ની રસભરી શૈલી વાચકને આકર્ષી રાખે છે અને અજાણતાં પણ તેનામાં આત્મબોધ અથવા પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન જાગૃત કરે છે.

જ્ઞાન, ભક્તિ અને કર્મના મર્મ સ્પષ્ટ કરી પરમચૈતન્યમાં સ્થિતિ કરાવનાર આ એક અપૂર્વ ગ્રન્થ છે એ તેને વાંચનાર સર્વને સ્પષ્ટ થયા વિના રહેશે નહિ.

આ ગ્રન્થમાં આમુખ અથવા ગ્રન્થપ્રવેશ તત્ત્વવિદ્યાવિશારદ શ્રીમાન્ **નર્મદાશંકર દેવશંકર મહેતા**એ લખેલો છે અને તે ઉપરાંત ગ્રંથમાં આવતા અનેક સિદ્ધાંતો, ઉપનિષદ્દના ઉલ્લેખો, વગેરે સંબંધમાં તેમણે ટિપ્પણી પણ આપેલી છે. અભ્યાસદષ્ટિથી જોનારને તે અમૂલ્ય જણાશે.

કઠિન શબ્દોમાટે શબ્દકોષ પણ આપેલો છે જેથી વાચકને ઘણી સરળતા થાય છે. ટુંકાણમાં આ ગ્રન્થ અભ્યાસીઓને અત્યંત ઉપયોગી થાય તેમ છે.

ગ્રંથના કેટલાંક પ્રકરણોના વિષયો તેની અનુક્રમણીમાંથી નીચે આપેલા છે. તે જોવાથી **અનુભવપ્રકાશ**ના અંદરના વિષયોનું સારી રીતે સ્વરૂપ લક્ષમાં આવી શકશે.

**અનુભવપ્રકાશ**માટે મળેલા અનેક અભિપ્રાયોમાંથી એક બે જ સજ્જન વાચકોના સંતોષાર્થે પ્રકટ કરીએ છીએ.

વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ, પુસ્તકાલય ખાતાએ તેનો સારો સત્કાર કર્યો છે.

ગ્રંથ રૉયલ સાઈઝનાં મોટાં ૫૦૦ પૃષ્ઠનો છે. પાકું સુંદર સોનેરી પુંઠું છે. કિંમત માત્ર રૂ ૫-૦-૦.

સર્વ પુસ્તક વેચનારને ત્યાંથી મળી શકે છે: અથવા લખો પ્રકટકર્તાને :

**ચુનીલાલ જયશંકર ઓઝા**

લાલસિંગ બિલ્ડીંગ, લુહારચાલ

**મુંબઇ નં. ૨.**



# पक्षपातरहित अनुभवप्रकाश

## [ કેટલાક વિષયો : અનુક્રમણિકાઉપરથી ]



---

આ પ્રમાણે બધા મળી **આઠ સર્ગ** છે અને તેમાં અનેક રસિક આખ્યાનો તથા સંવાદો આવેલા છે.

## અમારાં પુસ્તકો નીચેને સ્થળેથી મળી શકશે.

શ્રી મહાકાલ ઓફીસ વડોદરા

પંડિત નારાયણ મૂળજી પુસ્તકાલય
કાલકાદેવી રોડ : મુંબઈ

જે. એમ પંડ્યા એન્ડ કું. પ્રીન્સેસ સ્ટ્રીટ : મુંબઈ

ભાગ્યોદય ઓફીસ કાલકાદેવી રોડ : મુંબઈ

વિશ્વજ્યોતિ કાર્યાલય ભાગાતળાવ : સુરત

તેમ જ

બીજા જાણીતા બુકસેલરોને ત્યાંથી મળશે.

અથવા લખો :

**ચુનીલાલ જયશંકર ઓઝા**

લાલસિંગ બીલ્ડીંગ : લુહાર ચાલ :

**મુંબઇ : નં. ૨**

## અભિપ્રાયો :

( "ગુજરાતી" તા. ૬-૫-૨૮ )

વેદાંતના આ મહામૂલ્ય ગ્રંથનો સત્કાર કરતાં અમને આનંદ થાય છે. મૂળ ગ્રંથ બ્રહ્મનિષ્ઠ સ્વામી શ્રી વિશુદ્ધાનંદજી, જેઓ "કાળી કામળીવાળા" એ સંજ્ઞાથી સુપ્રસિદ્ધ હતા, તેમનો રચેલો છે. તેનો અનુવાદ શ્રીયુત ચુનીલાલ જયશંકર ઓઝાએ મૂળના મર્મોને સારી રીતે સાચવી, શુદ્ધ સંસ્કારી ભાષામાં કરી, ગુજરાતી સાહિત્યની પ્રશસ્ત સેવા બજાવી છે. ગ્રંથની છપાઇ અને બાંધણી મનોહર છે, અને તેનો આમુખવિભાગ વેદાંતશાસ્ત્રનિષ્ણાત પ્રસિદ્ધ સાક્ષર શ્રીયુત નર્મદાશંકર મહેતાએ લખ્યો છે, એથી આ ગ્રન્થની ઉપયોગિતામાં વધારો થયો છે.

હિંદના તત્ત્વજ્ઞાન-ધનમાં કેવી આકર્ષકતા રહેલી છે તે સિકંદર-સમકાલીન ઇતિહાસથી આપણને સ્પષ્ટ સમજાય છે. ગ્રીક સંસ્કૃતિ-ઉપર એ તત્ત્વજ્ઞાનની ન ભુંસાય એવી છાપ પડી હતી. અર્વાચીન કાળમાં પ્રસિદ્ધ જર્મન તત્ત્વશોધક શોપનહાઉરે વેદાંતશાસ્ત્રની મોહિનીને મુક્ત કંઠે વ્યક્ત કરી છે. ઉપનિષદ્‌ને તે પોતાના જીવનનું આશ્વાસન અને અવસાન સમયનું આશ્વાસન માનતો હતો. તાજેતર, પાશ્ચાત્ય પંડિત મેકસમ્યૂલરે અને પંડિત પોલ ડ્યુસને વેદાંતસિદ્ધાંતોની ઉચ્ચતા અને ઉચ્ચગામિતાથી આકર્ષાઈ તેને ઘણું ઉન્નત પદ આપ્યું છે.

પ્રસ્તુત ગ્રન્થમાં વેદાંતશાસ્ત્રના મૂલગામી સિદ્ધાંતને આબાદ રીતે ઝડપી લેવામાં આવ્યો છે. **मुद्राराक्षस** નાટકમાટે કહેવાય છે કે,

તેમાં આદિથી અંતપર્યંત સમગ્ર પ્રવૃત્તિઓ એક જ આશયને અવલંબી રહેલી છે. રાક્ષસ અમાત્યનો મલયકેતુથી ભે ધી તેની પાસે ચંદ્રગુપ્તનું અમાત્યપદ લેવડાવવામાં મહામતિ ચાણક્ય અને તેનાં પુતળાં ગુંથાયલાં છે. **योगवासिष्ठ**માં વસિષ્ઠ મુનિનો રામચંદ્રપ્રતિ એક જ પ્રધાન ઉપદેશ છે. **ત્રણે કાળમાં જગત થયું નથી**. તે જ પ્રમાણે કાળી કામળીવાળા બાવાજીએ વેદાંતનું એક જ સૂત્ર ઉપાડી અથથી તે ઇતિપર્યંત શ્રોતાજનના શ્રવણદ્વારમાં ઠોકઠોક કર્યું છે : **હું વસ્તુતઃ પરમ સત્ય બ્રહ્મ ચૈતન્ય છું. ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः।** એ સિદ્ધાંત ઠસાવવા અર્થે ગ્રન્થકાર મહાત્માએ અનેક બોધક અને વિનોદક સામગ્રી ઉપસ્થિત કરી છે. દેવોને, ઋષિઓને, મુનિઓને, રાજાઓને, અવતારોને, ઇશકોટિને સઘળાને કચેરીમાં ઘસડી લાવવામાં આવ્યા છે અને સર્વ પાસે એવી સાક્ષી પૂરાવવામાં આવી છે કે જીવાત્મા વસ્તુતઃ નિરંજન, નિરાકાર પરમાત્મસ્વરૂપ છે. પૂર્વપક્ષ અને ઉત્તર પક્ષની અટપટી રચનાવાળો શુષ્ક શાસ્ત્રીય ગ્રન્થ આ નથી, પરંતુ અધ્યયન કરનારની ચિત્તભૂમિકા ઉપરથી ક્ષણ વાર જગત્ચિત્રને ભુંસી નાંખવાના સામર્થ્યવાળો નિજાનુભવ પ્રભાવશાળી આ ગ્રન્થ છે.

**પક્ષપાતરહિત અનુભવ પ્રકાશ**—એ ગ્રન્થસંજ્ઞા પણ વાસ્તવિક છે. તીવ્ર ન્યાય બુદ્ધિવિનાનો ન્યાયાધીશ પોતાના અંતરાત્માના સ્વરને ગૌણ માની, મામા–માસીના વિચારને વશ વર્તી, પક્ષપાતથી દૂષિત થાય છે. બહિર્મુખ વિષયપ્રવણ જીવનું પરાગ્દર્શન પણ એવું જ પક્ષપાતદૂષિત હોય છે. પોતાના વ્યુત્પત્તિક્રમમાં જીવ જ્યારે સંસારવાસનાથી વિમુક્ત થાય છે, ત્યારે તે નિષ્પક્ષપાતપણે પ્રત્યક્‌દર્શની થાય છે. અશેષ–વિશેષરહિત, અવિકલ્પ, અવાઙ્‌મનસગોચર સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર જ્યારે મહાભાગ્યશાળી સાધક અધિકારીને થાય છે ત્યારે તેના દૃષ્ટિબિંદુમાં કેવો વિપર્યાસ થઈ જાય છે !

**अहो अहं नमो मह्यं विनाशो नास्ति यस्य मे ।**
**ब्रह्मादिस्तम्बपर्यंत जगन्नाशेऽपि तिष्ठतः ॥**
**अहो अहं नमो मह्यं यस्य नास्तीह किंचन ।**
**अथवा यस्य मे सर्वं यद् वाङ्मनसगोचरम् ॥**

(આશ્ચર્યકારક હું જ છું, નમસ્કાર મને પોતાને જ ઘટે છે, કારણ કે બ્રહ્માથી તૃણપર્યંત વિશ્વનો પ્રલય થવા છતાં મારો કદાપિ નાશ થતો નથી. આશ્ચર્યનિધાન હું જ છું અને વંદનીય પણ હું જ છું, કારણ કે એક પક્ષે વિશ્વમાં મારૂં કશું જ નથી, અને બીજે પક્ષે વાણીગોચર અને બુદ્ધિગોચર સર્વ પદાર્થો મારા છે.)

જેટલે અંશે જીવ આ સર્વાત્મભાવનાથી ચલિત થાય છે તેટલે અંશે તેનામાં ન્યૂનતા હોય છે. જેટલે અંશે એ ભાવના પ્રબલ તેટલે અંશે તેનું ઐશ્વર્ય ઓજસ્વી. મહાત્મા ઇસુખ્રિસ્તને વધસ્થાને જ્યારે ખીલાથી જડી લેવામાં આવ્યા ત્યારે તે ક્ષણભર વિકલ થઇ ગયા અને તેમણે ઉદ્‌ગાર કાઢ્યોઃ હે પ્રભો ! તમે મને કેમ છોડી દીધો છે? થોડા સમય ઉપર હૃષીકેશ ક્ષેત્રમાં એક સન્યાસી મહાત્માને વાઘ ઉપાડી ગયો હતો. વાઘના મુખમાં પણ તેઓ **शिवोहं शिवोहं** એ જપ કરી રહ્યા હતા !

સ્વામી શ્રી વિશુદ્ધાનંદજીનો પુણ્ય ગ્રન્થ સ્વાનુભવની પ્રતાપી મુદ્રાથી અંકિત હોવાના કારણથી વિશ્વવંદનાને પાત્ર છે. એ પાવન કૃતિનો આસ્વાદ કુશળતાથી ગુર્જર પ્રજાને કરાવવા માટે શ્રીયુત ચુનીલાલ ઓઝાને અભિનંદન ઘટે છે, અને અમે આશા રાખીએ છીએ કે સુજ્ઞ મુમુક્ષુ અધિકારીઓ એમના સુંદર અનુવાદની કદર કર્યા વિના રહેશે નહિ.

**[ બુદ્ધિપ્રકાશ : જાન્યુઆરી : ૧૯૨૮ ]**

ઉત્તરહિંદમાં ખાસ કરીને હરદ્વાર અને બદરીકેદારની યાત્રાએ જનાર પ્રવાસીને કાળી કામળીવાળા સાધુની વ્યવસ્થાથી અનેક પ્રકા-

રનાં સુખસગવડ અને સાધન ઉપલબ્ધ થાય છે; એ તો એમની લોકસેવાનો સ્થૂલ લાભ થયો; પણ એ મહાપુરુષની જ્ઞાનપ્રસાદી "અનુભવપ્રકાશ" નામે ગ્રંથ તેઓએ જિજ્ઞાસુમાટે હિન્દીમાં લખેલો છે. તેનો ગુજરાતી અનુવાદ આપણને પ્રાપ્ત થાય એ ઓછા અનંદની વાત નથી. તે માટે આપણે રા. ચુનીલાલ જયશંકર ઓઝાનો ઉપકાર માનવો ઘટે છે. તેઓ ઘણા વર્ષથી ધર્મવિષયમાં રસ લેતા આવ્યા છે એટલું જ નહિ પણ એ વિષયમાં ઉંડા ઉતરી એમના વાચન અને અભ્યાસનો લાભ પ્રાતઃકાળ, મહાકાળ વગેરે ધર્મવિષયક માસિકોમાં લેખો લખી મોકલી આપણને આપતા રહ્યા છે; અને પ્રસ્તુત પુસ્તકની પ્રસિદ્ધિ પણ એમનો એ વિષયપ્રત્યે જે ગાઢ પ્રેમ રહેલો છે તેના પરિણામરૂપ છે. મૂળ પુસ્તક ઉત્તમ છે અને એક સંસ્કારી મુમુક્ષુના હાથે તેનો અનુવાદ થયેલો છે એટલે તેમાં ઉણપ શી રહે! જિજ્ઞાસુ બંધુઓને તે પુસ્તક સાદ્યંત અવલોકી જવા અમારી નમ્ર વિનંતિ છે.